# બે બોલ

સને ૧૮૫૭થી આજ સુધી ભારતમાતાની મુક્તિ અંગે ખેલાયેલા મુક્તિજંગમાં સર્વસ્વનું બલિદાન દેનાર નર લોહિયા વીરોની આ જીવનગાથા છે

૧૮૫૭થી ભારતના મુક્તિસંગ્રામ એક યા બીજી રીતે ખેલાયા છે અને આઝાદીનો છેલ્લો જંગ ૧૯૪૨ના ઓગસ્ટની તા. ૯મીથી શરૂ થયો ગાંધીજીએ 'કરેંગે યા મરેંગે'નો મંત્ર આપ્યો અને હિન્દભરમાં ચોતરફ બ્રિટિશ સલ્તનતને તોડી પાડવા ભયંકર દાવાનળ પ્રજળી ઊઠ્યો ગોળીઓ વરસતી ને અનેક યુવાનો ધરતી પર ઢગા પડતા નહોતુ યાદ આવતુ માતપિતાનુ વાત્સલ્ય, પત્નીનુ સૌભાગ્ય, બાળકનો પ્રેમ, મિત્રનો સ્નેહ, ફક્ત તમન્ના હતી માતની મુક્તિ !

સિંધના હેમુ કલાણીએ હસતે મુખે ફાંસી સ્વીકારી, અમદાવાદના વિનોદ કિનારીવાળાએ સામી છાતીએ ગોળી ઝીલી, નંદરબારના શિરીષકુમારે ગોળથી વીંધાવા છતાં રાષ્ટ્રધ્વજને મક્કમ પકડી ગૌરવ જાળવ્યુ, મહાડના દાતેએ સરઘસને મોખરે રહી ગોળી ઝીલી, એવી જ રીતે મધ્યપ્રાંતનો શંકર, સાંગલીનો પગાનળે, કોલ્હાપુરનો બિંદુ અને મુંબઈના મફતલાલ શાહની કથા પણ પ્રેરણાજનક છે

બીજી બાજુ દૂર પૂર્વમાં નેતાજી સુભાષચંદ્ર બોઝની સરદારી નીચેના આઝાદ હિન્દ ફોજના સૈનિકો ભારતને ગુલામીની બેડીમાંથી મુક્ત કરવા સરહદ તરફ ધસ્યે આવતા હતા આવી રીતે રોજરોજ તારીખોના રંગ પલટાતા ગયા અને આમ અનેક શહીદો આઝાદ વીરો અને સ્વાતંત્ર્યજંગના અગ્રણીઓનુ વર્ષોજૂનું સ્વપ્ન સિદ્ધ થયુ ૧૮૫૭ની ક્રાંતિ આખરે ૧૯૪૭ના ઓગસ્ટની પંદરમીએ ફળી અને હિન્દ ઉપર સો વર્ષ જૂની બ્રિટિશ શૃંખલા તોડીને

આખરે મુક્ત બન્યુ. હજુ મુક્તિનો દમ ખેચાયો નહોતો ત્યાં ૩૦મી જાન્યુઆરી ૧૯૪૮ના રોજ આપણા પ્યારા પૂ રાષ્ટ્રપિતાને આપણે ગુમાવ્યા.

આ મુક્તિ પાછળ અનેક શહીદોના પ્રાણ હના થઈ ગયા છે અનેક આઝાદીઘેલાંઓનાં રક્ત વહ્યાં છે અનેક યાતનાઓ અને અનેક જુલમોની ગોટી કથની પડી છે

જેમ અમેરિકા વોશિંગ્ટન માટે, ફ્રાન્સ નેપોલિયન માટે, ઈટાલી ગેરી બાલ્ડી માટે, ઇગ્લેડ નેલ્સન માટે, જર્મની હિટલર માટે અભિમાન લઈ શકે છે, તેમ હિન્દ પણ ભારતમ તાના ચરણો પર પ્રાણ ન્યોચ્છાવર કરનારા વીરો માટે ગર્વ ધારણ કરી શકે છે સમાજની એ મહાન વિભૂતિઓ છે, સમાજ તેમને માટે ગર્વ ધારણ કરી શકે છે

આપણા દેશની આઝાદી માટે મરી ફીટનાર વીરોનો ખરો ઇતિહાસ તો હજી લખાવાનો છે ફૂમળી ક્ળી સમ ખીલતા કુમારોની ધગશ અને બલિદાનોનો ઇતિહાસ, ઇતિહાસને પાને સોનેરી અક્ષરોથી લખાવાનો છે

આ જીવન-ગાથા લખવા પાછળ મારા જૂના મિત્ર શ્રી. શકુન્ત રાવળે માદગીને બિછાને ૭ ૭ મહિના સુધી હોવા છતા જે સાથ આપ્યો છે એને તો હુ કેમ ભૂલી શકુ ? આ જીવન-ગાથાના લગભગ ૫૦૦ પાનાં થતા હોવાથી બે ભાગમાં પ્રગટ કરવાનુ યોગ્ય ધાર્યું છે જેનો પ્રથમ ભાગ આપના હાથમાં મૂકતાં મને ઘણો જ આનદ થાય છે

અતમા હિદના મુક્તિસગ્રામમાં ઝઝૂમનાર ભારતના શહીદોને લાખ લાખ વદન હજો!

**રમણીક વી. મહેતા**

## અનુક્રમણિકા

# ઐતિહાસિક લાલ કિલ્લો

હિન્દની આઝાદીના અર્થે ખેલાયેલા જુદા જુદા સગ્રામોમાં લાલ કિલ્લો એક મહાન પ્રતીક સમો રહ્યો છે ૧૮૫૭થી ૧૯૪૭ના ઑગસ્ટની તા ૧૫મી સુધીના સ્વાતન્ત્ર્યજગમાં સીધી યા આડકતરી રીતે લાલ કિલ્લો અને એ રીતે પરદેશીઓના હાથમાં સરકી ગયેલી હિન્દની આઝાદી પુન પ્રાપ્ત કરવાની જ આકાંક્ષા સ્વાતન્ત્ર્યવીરોને હૈયે રહેવા પામી છે સને ૧૮૫૭ના મે સાલની આ ઘટના છે

દેશના રાજનૈતિક ક્ષેત્રમાં એક જબ્બર આંતરિક ઊથલ-પાથલ મચી ગઈ હતી મોગલ સામ્રાજ્ય પોતાના જીવનના અતિમ શ્વાસ લઈ રહ્યું હતુ સૌની આંખેમાં કપની સરકારની અન્યાય અને જુલમના બળ પર વધતી જતી શક્તિ કાંટાની જેમ ખૂચી રહી હતી કપનીના મહાપ્રભુઓ રાજનૈતિક દાવા-દાવા અને છળકપટથી દિલ્હીના તખ્ત અને તાજ પર પોતાનું પ્રભુત્વ જમાવી રહ્યા હતા

આ જ સમયમાં હિન્દી સૈનિકોમાં બગકપુરમાં બનતી નવા પ્રકારની કારતૂસોને અગે–તેમાં ગાય અને સૂવરની ચરબી વપરાય છે એવી અફવાને પરિણામે–ઉશ્કેરણી ફેલાઈ હતી તેઓની માન્યતા એવી હતી કે, ગોરાઓએ આપણુ વતન તો લૂટી

લીધું પણ હવે આપણા ધર્મ ને માનને પણ ભરખી લેવા માગે છે. દેશી રાજ્યો પણ ખાનસાનીતિ–દત્તકપ્રથાનો વિરોધ વગેરેને અંગે અસંતુષ્ટ બન્યાં અન્યાયથી અને ખોટાં બહાનાં ઉપજાવીને નાનામોટાં રાજ્યોને ખાલસા કરી દેવામાં આવ્યા હતા આ ઉપરાંત, આમ જનતામાં પણ ઉશ્કેરણી ફેલાય એવું વાતાવરણ જામ્યું હતું.

જમીનોની જપ્તી, શેરશાહુકાર ને ગામના મુખીજમીનદારોના અપમાન, રાજા ને નવાબો પર વારવાર છૂટતા જહાંગીરી હુકમો વગેરેએ અસંતોષની આગ પ્રગટાવી હતી

તા ૧૦મી મે ૧૮૫૭ના દિને મીરત છાવણીમાં હિંદુ અને મુસ્લિમ સૈનિકોએ સૌથી પ્રથમ આઝાદીનો આતશ સળગાવ્યો ઉત્તર ભારતના સમસ્ત ફોજી સિપાઈઓએ અને સેનાપતિઓએ તેમાં સાથ પૂર્યો દેશની આઝાદી પુન પ્રાપ્ત કરી લેવા કાજે અને કંપની સરકારની પ્રભુતાને જડમૂળથી ઉખેડી નાખવા માટે તેમણે સ્વાતંત્ર્યયુદ્ધ જાહેર કર્યું

તે સમયમા કેન્દ્રવર્તી શાસન–સૂત્રો ઢીલા હોવાથી આ અરાજકતાની આગ ચોતરફ ફેલાવો પામી તા ૧૧મી મે ૧૮૫૭ના પ્રાત કાળે સ્વાતંત્ર્યયુદ્ધના આઝાદવીરોએ દિલ્હીને ઘેરી લીધું

આઝાદ સૈનિકોનો સેનાપતિ મોહબ્બતખાં હતો તે મહા બુદ્ધિમાન અને યુદ્ધકલાવિશારદ હતો એની તમન્ના મોગલ સામ્રાજ્યના સૂર્યને ફરીથી ઝળહળાવવાની હતી આ ધ્યેયની પૂર્તિ અર્થે તેણે સમ્રાટ બહાદુરશાહના બે પુત્રો–મીરઝા ખીઝ સુલતાન અને મીરઝાં મુગલને પોતાના પક્ષમા મેળવી લીધા હતા મીરઝાં મુગલને સેનાપતિપદ આપવામા આવ્યુ હતું બહાદુરશાહ એ સમયે દિલ્હીમાં હતો કંપની સરકાર તેને વાર્ષિક દસ લાખ

રૂપિયા આપતી હતી, ને તે પણ દાખિમ પ્રાંતમાંથી વસૂલ કરીને આપવામાં આવતા હતા. બહાદુરશાહ દાર્શનિક બાદશાહ હતો હવે સ્વાતંત્ર્યયુદ્ધના સૈનિકો વિજયી બની દિલ્હીમાં પ્રવેશ્યા અને તેમણે બહાદુરશાહને પોતાના શહેનશાહ તરીકે જાહેર કરી દીધો

'ચલો દિલ્હી'નો નાદ અહીંથી ગાજતો થાય છે

અંગ્રેજોને તગડી મૂકવા માટે સ્વાતંત્ર્યયુદ્ધના સૈનિકો તેમના પર વરુની માફક તૂટી પડ્યા ઉત્તેજિત બની તેઓ ખૂના-મરકી તરફ વળ્યા જે અંગ્રેજ નજરે પડયો તેની તેમણે કતલ કરી નાખી અંગ્રેજ મહિલાઓ પણ બચવા ન પામી

દિલ્હી બેંક, જે તે સમયે એક નહ્દર ગણાતી બેંક હતી, તેને લૂંટી લેવામાં આવી તેના અંગ્રેજ વ્યવસ્થાપકને મારી નાખવામાં આવ્યો

'દિલ્હી ગેઝેટ' પ્રેસના ખ્રિસ્તી નોકરો પણ બચવા ન પામ્યા અજમેરી દરવાજા પાસે મુસલમાન મોચીઓની દુકાન હતી ત્યાંથી મેટકાફ નામનો એક વૃદ્ધ અમલદાર પસાર થતો હતો ત્યારે તેને પણ મારી નાખવામાં આવ્યો

વિજયમાં મસ્ત બની સૈનિકો દિલ્હીના રાજમાર્ગો પર ઘૂમતા હતા વિલાયતી વસ્ત્રો, ઘડિયાળો, કાચ, મોફા, કાચના વાસણો અને બહુમૂલ્ય આભૂષણો કિંમતી ફર્નિચર, એ તેમની લૂંટનો ખજાનો હતો અંગ્રેજોના બંગલાઓ પણ ભસ્મીભૂત કરી નાખવામાં આવ્યા હતા

આ પછી સૈનિકોનું ધ્યેય વિશાળ દારૂગોળાનો ભંડાર હાથ કરવાનું હતું તે તરફ તેમણે આગેકૂચ શરૂ કરી અંગ્રેજો સાથે તેમને ભયાનક જંગ ખેલવો પડ્યો ને અંગ્રેજોને જ્યારે લાગ્યું કે

આ આઝાદવીરો સામે તેઓ ટકી નહિ શકે, ત્યારે તેમણે દારૂગોળો સળગાવી દીધો. એક મહાન વિસ્ફોટક ધડાકો થયો. પરિણામે આસપાસના બધા અંગ્રેજો ખલાસ થઈ ગયા. ધૂમ્ર-ગોટાઓથી આકાશ છવાઈ ગયું. આસપાસની મહેલાત જેવી ઈમારતો ભસ્મીભૂત બની ગઈ. દૂર દૂરનાં મકાનોની દીવાલો ને છતો તૂટી પડી. છાપરાં માઈલ માઈલ દૂર જઈને પડયાં. આ ધડાકામાં આઝાદવીરો પણ નાશ પામ્યા હોવાનું મનાય છે. જેઓ બચવા પામ્યા તેઓ ઘવાયા તો હતા જ.

આવી પરિસ્થિતિ હોવા છતાં કેટલાક ઉદાર નાગરિકોએ કેટલાંક અંગ્રેજ સ્ત્રીપુરુષ અને બાળકોને આશરો આપ્યો હતો.

બહાદુરશાહના એક અંગત સંબંધીને અંગ્રેજોને આશ્રય આપવા માટે ગોળીએ દેવામાં આવ્યો હતો. ને જે દેશીઓ ખૂટ-સટમાં ફરતા માલૂમ પડતા હતા, તેમને ઈસાઈ ધારી મારી નાખવાના બનાવ પણ બનવા પામ્યા હતા.

આ સ્વાતંત્ર્યયુદ્ધ મેથી ઑગસ્ટ સુધી ઉત્તર ભારતમાં પૂર્ણ જોશમાં ખેલાતું હતું. લૂંટફાટ, ખૂનામરકી, અંધાધૂંધી ફેલાઈ ચૂકી હતી. સપ્ટેમ્બર માસની શરૂઆતમાં કંપની સરકારે શીખોની મદદથી દિલ્હીને ઘેરો ઘાલ્યો અને પ્રતિઆક્રમણ શરૂ કર્યું.

સ્વાતંત્ર્યયુદ્ધના સૈનિકોમાં શિસ્તપાલન, સંગઠન, શિષ્તતા અને વ્યવસ્થાનો અભાવ હતો. તેમના પર કોઈનું નિયંત્રણ હતું નહિ, અને તે કારણે તેઓ અંગ્રેજો સામે ટકી શક્યા નહિ.

પ્રાતઃકાળે લાલ કિલ્લો અંગ્રેજોની ગોળાબારીનું નિશાન બની જતો હતો, ને જે ગોળાઓ શહેરમાં જઈ પડતા તે પણ દસબાર નાગરિકોના પ્રાણ લઈ લેતા હતા.

આવા કટોકટીના સમયમાં પણ અમીચંદો પાક્યા. તેઓ

વ્યક્તિગત સ્વાર્થમાં અંધ બની જાસૂસી કરવા લાગ્યા એવાઓમાં મુનશી રજબઅલીનું નામ વધુ ગણાયું છે લાલ કિલ્લાના મીરઝા ઇલાહીબક્ષ પણ બહાદુરશાહને ફસાવવાની તરખટ ચ્વી રહ્યો હતો, ને તેમા સફળતા મળી હતી એને પરિણામે હાલ લગી તેના વારસદારોને બ્રિટિશ સરકાર તરફથી રૂ ૧૨૦૦નું માસિક પેન્શન મળતું હતું. બહાદુરશાહના ભાઈનો પુત્ર મીરઝા પણ શાહી ખાનદાનને બેવફા બનીને અંગ્રેજોને મળી ગયો હતો

પરિણામે આઝાદીના દીવાનાઓના પ્રાણ જોખમમા મુકાઈ ગયા સ્વતંત્રતા મેળવવાના તેમનાં સ્વપ્નાં સરી જતા હતા ગલી-માર્ગો પરની તેમની હાજરી ઓસરી જતી હતી દિલ્હીને ચાંદની-ચોક જનશૂન્ય ભ સનો હતો શ્રીમંતોના દરવાજા ચોવીસે કલાક બંધ રહેતા હતા નાગરિકો ગુંડાઓના ત્રાસથી હેરાનપરેશાન થઈ ગયા હતા ત્યારે કંપનીના અમલદારો ધીરજ અને મુત્સદ્દી-ગીરીથી પોતાની જાળ વિસ્તારી રહ્યા હતા.

૧૪મી સપ્ટેમ્બરે અંગ્રેજોએ કાશ્મીરી દરવાજો, ગોળાબારૂથી ઉડાવી દીધો, ને એ રીતે અંગ્રેજો દિલ્હીમાં ફરી વાર દાખલ થયા. એ દિવસે અંગ્રેજો ને આઝાદીને વરેલા સૈનિકો વચ્ચે ભયંકર યુદ્ધ જામ્યું બંદૂકો અને તોપોના ગડગડાટથી આખુ ય શહેર ગાજી ઊઠ્યુ

૩૦૦ ઉપરાંત આઝાદવીરો ધરતી પર ઢળી પડ્યા ઇતિહાસને પાને આ ઘટના 'જુમ્મા મસ્જિદના યુદ્ધ'ને નામે પ્રખ્યાત છે. આ અડધા કલાકની હાથોહાથની લડાઈમા ૧૬ અંગ્રેજ અમલ-દારો અને હજાર ઉપરાત સૈનિકો માર્યા ગયા હતા

૩૦મી સપ્ટેમ્બર ૧૮૫૭ સુધીમા અંગ્રેજોએ દિલ્હીના લાલ કિલ્લાનો સંપૂર્ણ કબજો મેળવી લીધો હતો એ પછી સેના-પતિ વિલ્સને શહેરના નાગરિકોને દિલ્હી ખાલી કરવાનો હુકમ

આપ્યો હતો. પરિણામે ગોરા સૈનિકોએ શ્રીમંત ઘરોમાં જઈને મુક્તપણે લૂંટફાટ ચલાવી હતી.

આ રીતે સ્વાતંત્ર્યયુદ્ધ નિષ્ફળ જતાં આઝાદવીરોમાં એક જાતનો ખળભળાટ મચી ગયો. કેમકે અંગ્રેજ સેના વેરની તૃપ્તિ માટે આંધળી બની હતી. તેમણે અનેક નાગરિકોનાં ખૂન કર્યાં હતાં, ઇમારતો બાળી હતી.

એક બાજુ કત્લેઆમ ચાલતી હતી, અને બીજી બાજુ શહેર ભડકે બળી રહ્યું હતું.

સૈનિકો ચાંદનીચોકમાં અડ્ડો જમાવીને પડ્યા હતા

દિલ્હીમાં ત્રણ દિવસ આવી ખુનામરકી ચાલી. કોઈપણ શહેરી ગવર્નરની સનંદ વગર શહેરમાં રહી નહિ શકે, એવો કડક હુકમ બહાર પાડવામાં આવ્યો હતો. આ પ્રકારે નાગરિકો પર નવી આફત આવી પડી જે નાગરિકો નાસી પણ ન શક્યા, કે સનદ પણ મેળવી ન શક્યા તેમને કેદ પકડવામાં આવ્યા; તેમની મિલકતો જપ્ત કરવામાં આવી.

પરદાનશીન મહિલાઓ પોતાની મર્યાદા બચાવવા કૂવામાં પડી આપઘાત કરી લેતી હતી. આમ શહેરના કૂવાઓ સ્ત્રીઓનાં મુડદાંથી ભરાઈ ગયાં હતાં. જે સ્ત્રીઓ આપઘાત ન કરી શકી, તેમને ફરજિયાત વેશ્યાવૃત્તિ સ્વીકારવી પડી.

બહાદુરશાહને કેદ કરવામાં આવ્યો. વૃદ્ધવસ્થામાં તેને વતનથી દૂર દૂર રંગુન ખાતે મોકલી દેવામાં આવ્યો.

લાલ કિલ્લાની જાહોજલાલી, જવાનીના નશામાં મદાકની બેગમો, મુક્તાવિહાર કરતી ગજકુંવરીઓ, ચાંદનીભરી રાતો અને સુવર્ણ દિવસો આજે તો ગઈકાલનાં સમણાં જ બની ગયાં છે. ભાગ્યચક્રના વમળમાં તે સદાને માટે અટવાઈ ગયાં છે.

પરન્તુ એથી લાલ કિલ્લાનું ઐતિહાસિક મહત્ત્વ તે પછી પણ જરા ય ઘટતુ નથી, બલ્કે ઉત્તરોત્તર વધતુ જ રહ્યું છે હિન્દની આઝાદીના જે જગો તે પછી ખેલાયા તેમાં લાલ કિલ્લો સર્વના સીધા યા આડકતરા લક્ષ્યવાળો જ રહ્યો છે, એમ કહીએ તો ખોટું નથી હિન્દની આઝાદીનો છેલ્લો જગ ૧૯૪૨ના આગસ્ટની તા ૯મીયે શરૂ થયો ને બીજી બાજુ દૂર પૂર્વમા નેતાજી સુભાષચદ્ર બોઝની સરદારી નીચેના આઝાદ હિન્દ ફોજના સૈનિકો હિન્દની સરહદ તરફ ધસ્યે આવતા હતા ત્યારે ' ચનો દિલ્હી ' એ એમનો ગણઘોષ હતો, અને લાલ કિલ્લા ઉપર હિન્દનો આઝાદીનો ઝડો ફરકાવવાની એમની તમન્ના હતી હિન્દની રાજધાની દિલ્હી શહેર અને લાલ કિલ્લો હસ્તગત કરવાની પ્રબળ આશાઓમા આગેકૂચ કરતા આઝાદ હિન્દ ફોજના અનેક સૈનિકોએ પોતાના જાન કુરબાન કરી નાખ્યા છે

અને ૧૯૪૨ની રાષ્ટ્રક્રાતિ કે હિન્દની આઝાદીના છેલ્લા મહાન જગ સમયે સગ્રામમા ગૂથાયેલા સૈનિકો અને આમ જનતાનો રણપોકાર હતો ' ચનો દિલ્હી ' અને ' લાલ કિલ્લા તોડ દો ' એવા ઘોષનો અર્થ એવો ન હતો કે ઐતિહાસિક લાલ કિલ્લો સમૂળગો નાશ કરી નાખવો એનો અર્થ લાલ કિલ્લા પર અને એ રીતે હિન્દમાંના બ્રિટિશ સામ્રાજ્યના પાયતખ્ત દિલ્હી પર કબ્જો મેળવી લઈને પરદેશીઓના હાથમાથી હિન્દની આઝાદી ફરી ખૂચવી લેવી, એવો જ અર્થ થતો હતો

આખરે હિન્દને આઝાદી મળી અને તા ૧૫મી ઑગસ્ટ ૧૯૪૭ને રોજ હિન્દના પ્રથમ વડાપ્રધાન પડિત જવાહરલાલ નહેરુના શુભ હસ્તે અનેક શહીદ આઝાદવીરોની તમન્ના અનુસાર ચક્રાકિત આઝાદ હિદનો ઝડો લાખો માનવીઓની મેદની વચ્ચે લહેરાવવામા આવ્યો આ સમયના ઉત્સાહ અને આનદનુ વર્ણન

કરવુ અશક્ય છે તા ૧૪, ૧૫ અને ૧૬મી ઓગસ્ટના ત્રણ દિવસો હિન્દને આઝાદી સાંપડી એના હર્ષ અને ઉલ્લાસમા જાહેર તહેવાર તરીકે પાળવામા આવ્યા હતા અને હિન્દની રાજધાની દિલ્હી, મુબઈ, કલકત્તા, મદ્રાસ તથા અન્ય નાનામોટાં નગરો અને ગામડાઓમા જે ઉત્સાહ અને આનદનાં પૂર હિલોળે ચઢ્યાં હતાં, જે અનેકવિધ ભવ્ય કાર્યક્રમો યોજાયા હતા, એ વાત હિદનો કોઈપણ નાગરિક કદી પણ ભૂલી શકે તેમ નથી

આમ અનેક શહીદો, આઝાદવીરો અને સ્વાતત્ર્યજગોના અગ્રણીઓનુ વર્ષોજૂનુ સ્વપ્ન સિદ્ધ થયુ ૧૮૫૭ની ક્રાંતિ આખરે ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે ફળી અને હિન્દ બસો વર્ષની જૂની બ્રિટિશ શૃખલા તોડીને આખરે મુક્ત બન્યુ

આ મુક્તિ પાછળ અનેક શહીદોના પ્રાણ ફના થઈ ગયા છે, અનેક આઝાદીઘેલાઓના રક્ત વહ્યાં છે, અજોડ યાતનાઓ અને અનેકવિધ જુલમોની મોટી કથની પડી છે એટલે એ આઝાદી ટકાવી રાખવા માટે પણ ભાવિ પેઢીઓએ તેવાં જ બલ્કે તેથી ય વિશેષ બલિદાનો આપવા રહેશે

લાલ કિલ્લાનુ મહત્ત્વ બીજી મહાન ઐતિહાસિક ઘટનાથી ઓર વધી જાય છે બ્રિટિશ હિન્દના ઇતિહાસમા અજોડ એવો એક ખટલો દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લામાંની એક લશ્કરી બરાકમાં ઇમારતને બીજે માળે ૧૯૪૬ના નવેમ્બરની તા ૫મી ને સોમવારે શરૂ થયો હતો આ જ ઐતિહાસિક લાલ કિલ્લામાં ૧૮૫૭ના બળવાખોરોના બાદશાહ બહાદુરશાહ પર મુકદ્દમો ચાલ્યો હતો અને ૮૭ વર્ષ બાદ ત્યાં જ આઝાદ હિન્દ ફોજના વીરો પર પણ મુકદ્દમો ચાલ્યો હતો

આ મુકદ્દમાના મુખ્ય તહોમતદારો

કેપ્ટન શાહનવાઝખાન, કેપ્ટન સહગલ અને કેપ્ટન ધીલન હતા. ન્યાયકચેરીમાં દાખલ થવા માટે જેમણે અગાઉથી ખાસ પરવાના મેળવ્યા હતા તેવા ૧૪૦ પ્રેક્ષકો અને ૬૦ પત્રકારોથી અદાલતખંડ ભરાઈ ગયો હતો. આઝાદ હિંદ ફોજના આ ત્રણે ય અફસરો લશ્કરી પોષાકમાં સજ્જ થયેલા હતા તેમની સામે દશ આરોપો મૂકવામાં આવ્યા હતા હિન્દી ફોજદારી કાયદાની કલમ ૧૨૧ (અ) પ્રમાણે રાજા સામે યુદ્ધ ચલાવવાનો આરોપ એ ત્રણે ય ઉપર મૂકવામાં આવ્યો હતો બ્રહ્મદેશમા પોમા ટેકરી ઉપર કે નજદીકમાં ૧૯૪૫ના માર્ચની તારીખ છઠ્ઠીએ હારીસીંગ, દુલીચંદ, દોરાઈસિંગ અને ધરમસિંહના ખૂન કરવાનો આરોપ કેપ્ટન ધીલન ઉપર મૂકવામા આવ્યો હતો. કેપ્ટન સહગલ ઉપર આ ચાર ખૂન કરાવવાનો અને કેપ્ટન શાહનવાઝ પર તોપચી મહમ્મદ હુસેનનુ ૧૯૪૫ના માર્ચની ઓગણત્રીસમી આસપાસ ખૂન કરાવવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો.

આઝાદ હિન્દ ફોજના આ ત્રણેય કેપ્ટનો વતી મુખ્ય ધારાશાસ્ત્રી સર તેજબહાદુર સપ્રુ ઊભા રહ્યા હતા, પરંતુ તેમની નાદુરસ્ત તબિયતને કારણે જાણીતા કોંગ્રેસ નેતા અને બાહોશ ધારાશાસ્ત્રી શ્રી ભૂલાભાઈ દેસાઈ મુખ્ય ધારાશાસ્ત્રી તરીકે ઊભા રહ્યા હતા. બચાવપક્ષ તરફથી એ ઉપરાંત પંડિત જવાહરલાલ નહેરુ, સર દિલીપસિંહ, શ્રી અસફઅલી, ડૉ કાત્જુ, શ્રી સેન, અને રાયબહાદુર બદ્રીદાસ પણ ઊભા રહ્યા હતા અને સરકાર પક્ષ તરફથી સરકારી વકીલ સર નોશીરવાન એન્જિનિયર હતા.)

આ ખટલા પ્રસંગે અનેક સાક્ષીઓની જુબાની લેવામાં આવી હતી. આઝાદ હિન્દ ફોજના આગેવાન પુરુષોને પણ સાક્ષી માટે ખડા રાખવામાં આવ્યા હતા.

આ મુકદ્દમા વખતે આઝાદ હિન્દુસ્તાનની કામચલાઉ સરકારનુ ઐતિહાસિક જાહેરનામુ વાંચી બતાવવામાં આવ્યુ હતુ આ ખટલા પ્રસંગે કેટલાક તો સરકાર તરફથી પગવાયેલા જ માલૂમ પડ્યા હતા વળી જાપાની પરદેશખાતાના એક અમલદાર ઓટુટા, બીજા જાપાની સાથીઓ ની માત્સુઓ મોરો, જાપાની પરદેશખાતાના એક વર્ગના નાયબ પ્રધાન શ્રી રેન્જુ સાવડા, આઝાદ હિન્દની કામચલાઉ સરકાર પર જાપાની સરકારે મોકલેલા એલચી શ્રી તેરૂસ હાચિમાએ પણ જુબાની આપી હતી આઝાદ હિન્દની કામચલાઉ સરકારના એક પ્રધાન શ્રી અય્યર, અને આઝાદ હિન્દની કામચલાઉ સરકારના એક પ્રધાન અને આન્દામાન તથા નિકોબાર દ્વીપોના વડા કમિશ્નર લેફ્ટ કર્નલ લોકનાથને પણ જુબાની આપી હતી

આ મુકદ્દમાના આખરના ભાગમા શ્રી ભૂલાભાઈએ આઝાદ હિન્દ ફોજના આ ત્રણ કેદીઓનો બચાવ કરતું આતરરાષ્ટ્રીય મહત્ત્વ પ્રાપ્ત કરે એવુ એક મહાન ઐતિહાસિક નિવેદન કર્યું હતુ તેમાં તેમણે જણાવ્યુ હતુ કે " પરદેશી ધૂસરી નીચેથી પોતાના જાતને મુક્ત કરવા માટે લડાએલી કોઈપણ લડાઈ નૈતિક અને આંતરરાષ્ટ્રીય કાયદા મુજબ પૂરેપૂરી વાજબી છે અમને જો એવુ કહેવામા આવે કે હિન્દી સિપાઈઓ ઈંગ્લંડની આઝાદી માટે જર્મન સામે, ઈંગ્લંડને માટે ઇટલી સામે, અને ઈંગ્લંડને માટે જાપાન માટે લડી શકે ખરા પણ આઝાદ હિન્દ સરકાર પોતાની જાતને ઇંગ્લંડ કે બીજા કોઈ પણ દેશની ગુલામીમાંથી મુક્ત ન કરી શકે, તો તે સાચે જ હિંસાત્મક ઘટના ગણાશે એક રાષ્ટ્ર સ્વતંત્ર અને સાર્વભૌમ હોવા જોઈએ, એ લડાઈ માટે જરૂરી નથી હાલ તુરત માટે જે સ્વતંત્ર ન હોય એવી પ્રજાઓનો લડાઈ લડવા માટે સગઠિત બનવાનો અધિકાર આધુનિક આંતર-

રાષ્ટ્રીય કાયદાએ માન્ય રાખ્યો છે. અને જો એવું લશ્કર ઊભું થાય અને લડાઈ લડે તો એના વ્યક્તિગત અફસરોના કાર્યને કોઇ પણ મ્યુનિસિપલ કાયદો ગુનો ગણી શકે નહિ.

"એક રાજ્ય અને તેના રાજ્યકર્તા વચ્ચે લડાઈની હસ્તી હોઈ શકે એ સ્વીકારવામાં આવ્યું છે. ચાર્લ્સ પહેલા અને જેમ્સ બીજાના સમયમા શુ એવી લડાઈઓ નથી લડાઈ ? બોઅર લડાઇ પણ એવી જ લડાઈ હતી. લડાઈમાં કોણ હાર્યું તેની જરાય અસર લડવાના અધિકાર પર થતી નથી આવી લડાઈની તુલના એ જે રસમથી લડાતી હોય તેની ઉપરથી જ થઈ શકે છે.

"આઝાદ હિન્દ ફોજ એક રીતસરના સન્ચલનવાળી ફોજ હતી ને એણે સુધરેલા શિરસ્તા મુજબ લડાઈ ચલાવેલી. અમેરિકામાં ઉત્તર અને દક્ષિણ વચ્ચેની લડાઈ દરમિયાન બન્યું હતુ તેમ બળવાખોરોને પણ આતરરાષ્ટ્રીય કાનૂન મુજબ માન્ય રાખવામાં આવે છે. આઝાદ ફોજ જાપાનના એક મિત્ર તરીકે લડેલી એ કબૂલ કરવામાં કોઈ નામોશી નથી કારણકે જેમ અમેરિકનો, અગ્રેજો અને આઝાદ ફ્રેચોનો ઉદ્દેશ ફ્રાન્સને મુક્ત કરવાનો હતો, તેમ જાપાની લશ્કર અને આઝાદ હિંદ ફોજનો ઉદ્દેશ હિન્દને મુક્ત કરવાનો હતો "

છેવટે તા ૩૧ મી ડિસેમ્બર ૧૯૪૬ ને સોમવારે અદાલતની ૨૨મી અને છેલ્લી બેઠકની કાર્યવાહી પૂર્ણ થઈ હતી. આ ત્રણેય અફસરોને અદાલતે જન્મટીપની સજા ફરમાવી હતી પરંતુ તા. ૩ જી જાન્યુઆરી ૧૯૪૭ના ગુરુવારે આ ત્રણેય અફસરોની જન્મટીપની સજા સરસેનાપતિએ માફ કરી છે એવુ જણાવતી સત્તાવાર યાદી બહાર પાડવામા આવી હતી. પરતુ એમને લશ્કરમાંથી રદ કરવાની અને એમનું પગારભથ્થુ જપ્ત કરવાની સજા કાયમ રાખવામાં આવી હતી.

આ પ્રમાણે લાલ કિલ્લાના ઐતિહાસિક મુકદ્દમાનો અંત આવ્યો હતો. અને કેપ્ટન શાહનવાઝ, કેપ્ટન સહગલ અને કેપ્ટન ધીલનને મુક્ત કરવામાં આવતાં જનતાએ અનેરા ઉત્સાહથી તેમને વધાવી લીધા હતા આ રીતે ૧૮૫૭થી ખેલાયેલા આપણા આઝાદીના સંગ્રામોમાં લાલ કિલ્લો એક વિશિષ્ટ લક્ષ્ય તરીકે રહ્યો છે. અને ૧૯૪૭ના ઑગસ્ટની તા. ૧૫મીએ એ ભવ્ય કિલ્લા ઉપર રાષ્ટ્રપ્રાણ અને આઝાદ ભારતના પ્રથમ વડાપ્રધાન પંડિત જવાહરલાલ નહેરુના શુભ હસ્તે સ્વતંત્ર હિન્દનો ઝંડો લાખોની મેદની વચ્ચે લહેરાવવામા આવ્યો.

ત્યાર બાદ એક કરુણ ઘટના હિન્દુસ્તાનના પાટનગર દિલ્હીમાં બની ગઈ. ૩૦ જાન્યુઆરી ૧૯૪૮ ની સાંજના બિરલાભવનમાં પ્રાર્થનાસમયે નાથુરામ વિનાયક ગોડસે નામના યુવકે રાષ્ટ્રપિતા ગાંધીજીનો પ્રાણ લીધો, અને તેને પકડવામા આવ્યો. આખુયે જગત ગમગીનીમાં ડૂબી ગયું. અનેક નામાંકિત વ્યક્તિઓને પકડવામાં આવી જેમા (૧) નાથુરામ વિનાયક ગોડસે (૨) નારાયણ દત્તાત્રય આપ્ટે (૩) વિષ્ણુ ગમયદ્ર કરકરે (૩) દિગંબર રામચંદ્ર બાડગે (૫) મડલ પારવા (૬) શંકર કિતસય્યા (૭) ગોપાલ ગોડસે (૮) વી ડી. સાવરકર (૯) ડૉ. પરચુરે સામે લાલકિલ્લામાં ન્યાયમૂર્તિ શ્રી આત્મચરણ સમક્ષ જૂન મહિનાથી ખટલો શરૂ થયો આ રીતે હિન્દુસ્તાનના પાટનગર દિલ્હીની કીર્તિમાં લાલકિલ્લો અગ્રસ્થાન ભોગવે છે. આગળ વધતા પહેલા ૧૮૫૭થી અત્યાર સુધીમાં ભારતના નવલોહિયાનાં બલિદાનોએ પ્રાપ્ત કરેલી આઝાદીના જંગનું ટૂંકું પ્રકરણ પૂરું થાય છે.

# બહાદુરશાહ ઝફર

બહાદુરશાહ બીજો એ મોગલવંશનો અંતિમ સમ્રાટ હતો, જેનાં વૈભવસંપત્તિ અને ઐશ્વર્યની ગાથા દિલ્હીના લાલ કિલ્લાની ઈંટો પર અંકિત થયેલી છે.

કોણ જાણતું હતું કે આ વિલાસી અને વૈભવશાળી મોગલ વંશમાં પણ એક એવો અભાગી શહેનશાહ જન્મશે, જેને રોટલાના ટુકડા માટે પણ રખડવું–રઝળવું પડશે. શરીરે ઢાંકવા માટે કપડાંની ભીખ માંગવી પડશે, અને વતનથી દૂર દૂર, હજારો માઈલ દૂર, બંદીગૃહની કોટડીમાં દુ:ખપૂર્ણ જીવન વ્યતીત કરીને મરવું પડશે? જેની કબર ઉપર કોઈ બે આંસુ પણ સારશે નહિ કે અંજલી પણ આપશે નહિ?

પણ સમય સમયનું કામ કરી જાય છે. મૃત આત્માઓનો પોકાર પણ પ્રભુ સાભળે છે. બહાદુરશાહની યાદ હિન્દ ભૂલે તેમ નથી, કેમકે એ આઝાદી–ઘેલો સમ્રાટ હતો. ૯૦ વર્ષે પણ તેની કબર ઉપર ફૂલ ચઢાવનાર હિન્દીઓ છે ખરા! છેલ્લે છેલ્લે હિન્દના રત્ન સમા નેતાજી સુભાષચંદ્ર બોઝે હિંદની કામચલાઉ આઝાદ હિંદની સરકારના નેતા તરીકે એમની કબર પર ફૂલ ચઢાવીને એમને ભવ્ય સ્મરણાંજલિ અર્પી હતી, એ કોણ નથી જાણતું?

બહાદુરશાહનો જન્મ ૧૫મી એપ્રિલ ૧૮૦૫માં દિલ્હીમાં

થયો હતો ૧૮૩૭ની ૨૮મી સપ્ટેમ્બરે ૮૨ વર્ષની વૃદ્ધ ઉંમરે અકબરશાહ મૃત્યુ પામ્યો તેનો પુત્ર અબ્દુલ મુજફ્ફર સિરાજુદ્દીન મહમદ, બહાદુરશાહ ગાદીનશીન થયો, ને પાછળથી બહાદુરશાહ ઝફરના નામે ખ્યાતિ પામ્યો

બહાદુરશાહના પિતા અકબરશાહના સમયથી જ રાજ્ય વહીવટ કંપની સરકારને સોંપાઈ ચૂક્યો હતો અકબરશાહને નિર્વાહ માટે વાર્ષિક દસ લાખ રૂપિયા આપવામા આવતા હતા કંપની સરકાર સમ્રાટ અકબરશાહના માન-મર્યાદા-મરતબો સંપૂર્ણ રીતે જાળવતી હતી દિલ્હીનો અંગ્રેજ રેસીડન્ટ સમ્રાટ સામે જોડા પહેરી આવી શકતો ન હતો

બહાદુરશાહ ગાદી ઉપર આવ્યો પણ શાસનનો ભાર તેને ઉપાડવાનો ન હતો શાહી દરબાર સાહિત્યકારો તથા પરિપક્વ વિચારના વિદ્વાનોથી શોભતો હતો ગાદી ઉપર આવ્યા પછી કેટલાક સમયે બહાદુરશાહે કંપનીના ' ડાયરેક્ટરો 'ને અરજી કરી કે, પોતાને જે પેન્શન મળે છે તેમા વધારો કરી આપવો કેમકે તે ખર્ચ પૂરતુ નથી સમ્રાટ તરફની તેની મહત્તા પણ કંપની સરકારના શાહીવાદી નોકરોની આંખમાં કણાની માફક ખૂચતી હતી

' જો તમે રાજ્યવહીવટ પરની તમારી સત્તા છોડી દો, તો કંપની સરકાર તમને ત્રણ લાખ રૂપિયાનો વધારો કરી આપવા તૈયાર છે ' એવો જવાબ બહાદુરશાહને મળ્યો ત્રણ લાખ રૂપિયાના બદલામાં બહાદુરશાહ પોતાની શાનશૌકત વેચવા તૈયાર ન હતો. કંપનીએ એ અરજી કાઢી નાખી

આથી બહાદુરશાહ નાસીપાસ ન થયો તેણે રાજા રામમોહન રાય તથા જ્યોર્જ થોમ્સન્ નામની બે વ્યક્તિઓને પોતાના પ્રતિનિધિ તરીકે અવારનવાર લંડન મોકલી, પોતાનુ કાર્ય સિદ્ધ

કરવાના પ્રયાસ આદર્યા હતા. પણ વ્યર્થ ! સમ્રાટની ઝોળી ખાલી જ રહી પ્રતિકાર કરવા માટે તેમની પાસે ધન ન હતુ. વિવશ બહાદુરશાહને ચૂપ રહેવું પડ્યુ.

સામ્રાજ્ય-લિપ્સાને આધીન બની લોર્ડ ડેલહાઉસી જનતાના ને નરેશોના હક્કોને કચડી વિલાયત રવાના થઈ ગયો. પરિણામે વિવશતાની રાખની નીચે અસંતોષની આગ ભભૂકતી રહી હતી. દારૂગોળો તૈયાર હતો વિસ્ફોટ માટે અનુકૂળ પવનની જ રાહ જોવાની હતી

અને એ હવા પણ ફેલાઈ. ૧૮મી મે ૧૮૫૭ની સંધ્યા સમયે, મીરતની ૧૧ મી પલ્ટણના સેનાપતિ કર્નલ ફીનીશના ખૂનથી આઝાદીની ચિનગારી પ્રગટી ઊઠી અને જોતજોતામા તો ઉત્તર ભારતમા વિસ્ફોટની ભીષણ જ્વાળાઓ હુતાશણી માફક ભભકી ઊઠી

આઝાદી-ઘેલા માનવીઓ દિલ્હીમા એકત્રિત થવા લાગ્યા. ઘોડાપૂરની જેમ દિલ્હીમા તેઓ ફરી વળ્યા અંગ્રેજોને તેમનામા કાળનાં જ દર્શન થતાં હતા. જે નાસી ગયા, તે બચી જવા પામ્યા બાકીનાને મોતના મહેમાન બનાવવામાં આવ્યા. અંગ્રેજો-ની છાવણીઓ ભસ્મીભૂત કરી દેવામા આવી લોહીની નદીઓ વહેવા માંડી અનિયંત્રિત આઝાદ માનવીનો જગ જોઈ બહાદુર-શાહ ચમકી ગયો તેને પોતાનુ અસ્તિત્વ કેમ ટકાવી રાખવું તેની ચિંતા થવા લાગી

આઝાદી-ઘેલા માનવીઓ છૂટ્યા અંગ્રેજોને દિલ્હીમાથી કાઢી મૂક્યા ૧૬મી મેના દિવસે તો દિલ્હીમા એક પણ અંગ્રેજ દેખાતો ન હતો આ ક્રાંતિવીરો બહાદુરશાહ પાસે ગયા, તેને સમજ આગ બતાવ્યો ગુમાવેલાં વૈભવ ને સંપત્તિ પાછાં મેળવી

આપવાનું પ્રલોભન આપ્યુ ને તેઓએ બહાદુરશાહને દિલ્હીના સ્વતંત્ર સમ્રાટ તરીકે જાહેર કર્યો, ને તેમના નામથી વટહુકમો બહાર પાડવા માંડયા

ક્રાંતિકારીઓની સ્વચ્છંદતા અને અંગ્રેજોની વ્યવસ્થાપૂર્વકની રણનીતિને અંગે માનવશક્તિએ પ્રવાહ બદલ્યો પરિણામે અંગ્રેજોએ ૨૦મી સપ્ટેમ્બરે ફરી વાર દિલ્હી ઉપર કબ્જો મેળવી લીધો ને વેર વાળવાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી નિરપરાધી નાગરિકોને ગોળીએ દેવામાં આવ્યા ખૂનામરકી જ્યાંત્યાં નજરે પડવા લાગી

બહાદુરશાહ અણીને વખતે બુઝદિલ નીકળ્યો આ સ્વાતંત્ર્ય યુદ્ધના ઉત્પાદક તરીકે અંગ્રેજો તેને જ જવાબદાર લેખે છે, એમ કોઈ અમીચંદના કથનથી જ બહાદુરશાહ આઝાદીના જંગમાંથી નાસી છૂટી પોતાની બેગમ અને પુત્રો સાથે હુમાયૂની કબરમાં છુપાઈ બેઠો

લાલ કિલ્લો જીતી લીધા પછી, અંગ્રેજોને કોઈ ઠેકાણેથી બહાદુરશાહનો પત્તો ન મળ્યો, ત્યારે તેમની વેરની આગ વધુ પ્રજ્વલિત બની ને તેમણે ખૂનીની હોળી ખેલી

જાસૂસી વિભાગના વડા હડસન સાહેબને રજબઅલી નામના અમીચંદનો સાથ મળ્યો તેણે અંગ્રેજોને બહાદુરશાહના ગુપ્ત આવાસની ખબર આપી સંગીનધારી અંગ્રેજોએ હુમાયૂના મકબરાને ઘેરો ઘાલ્યો અને બહાદુરશાહને કેદ કરી તેની પાસે બિનશરતે શરણે થઈ જવાની શરત કબૂલ કરાવી

આ રીતે વિવશ બનેલા સમ્રાટ બહાદુરશાહે હડસન પાસે પ્રાણની ભિક્ષા માગી અને બિનશરતી શરણાગતીનો સ્વીકાર કર્યો ત્યારે તેને મળતું દશ લાખ રૂપિયાનું વાર્ષિક સાલિયાણું બંધ થયું

વિવશતા અને પાયમાલીથી તંગ બનેલો હુમાયૂંના અંધારી ગુફા સમા મકબરાનો રાહગીર બહાદુરશાહ સાદા માનવીના વેશમા નિઃશસ્ત્ર બની, સામાન્ય કેદીની હાલતમાં દિલ્હીની સડકો ઉપર ડગ ભરતો હતો લાખને ખાક કરનાર સમ્રાટ, પોતાના જ સામ્રાજ્યની ખાકમા ચરણચિહ્ન પાડતો વિદાય થતો હતો બહાદુરશાહને આવી સ્થિતિમા મૂકવા છતા અંગ્રેજોને સંતોષ ન હતો

રજબઅલી અને અંગરક્ષક ઈલાહીબક્ષ જેવા અમીચંદોના સહકારથી હડસન સાહબે, મીરઝા મુગલ, મીરઝા ખ્વાજા સુલતાન અને મીરઝા અબુબકર, આ ત્રણે શાહજાદાઓને વિશ્વાસઘાતથી કેદ કર્યા

સમ્રાટ બહાદુરશાહને તથા તેના શાહજાદાઓને એક જૂના મહેલમાં નજરકેદ રખાવામા આવ્યા હતા હડસનની પૈશાચિક વૃત્તિ હજુ સંતોષાઈ ન હતી તેણે ત્રણે શાહજાદાઓને દિલ્હીના રાજમાર્ગો ઉપર ગોળીએ દઈ દીધા તેમની લાશો જ્યારે કોટવાળી ઉપર લટકાવવામા આવી, ત્યારે મૂછાળ અંગ્રેજ સૈનિકોની છત્રછાયા હેઠળ હડસન અટ્ટહાસ્ય કરતો ઊભો હતો જનતા બિચારી શુ કરે ? ગાડી લાશોને નિહાળીને બે આંસુ સારીને એ વિદાય લેતી હતી !

બહાદુરશાહને આ સમાચાર મળ્યા તે જડવત્ આ સાભળી રહ્યો કલેજુ ધગધગતુ હતુ, પણ એ લાચાર હતો દિલ્હી, જેણે શતાબ્દિઓ સુધી તેના વંશની માનમર્યાદા ગૌરવભરી રીતે જાળવી હતી, એ જ દિલ્હીમા તે કેદીજીવન વિતાવતો હતો

એક દિવસે મામૂલી બળદગાડીમાં બહાદુરશાહને દિલ્હી બહાર લઈ જવામા આવ્યો નાગરિકોની આંખમાથી હજાર હજાર અશ્રુઓ ટપકી રહ્યા હતાં વેદનાની કાળી ઘટાઓ ચારે તરફ છવાઈ રહી હતી

રંગુનમાં એક નાનીશી અંધારી કોટડીમાં તેને પૂરવામાં આવ્યો ને આખરે ૧૮૬૨ની ૭મી નવેમ્બરે તેનો દેહવિલય થયો. આમ હિંદના મોગલ સામ્રાજ્યનો અંતિમ બાદશાહ રંગૂનમાં જ કબરમાં પોઢ્યો.

## લક્ષ્મીબાઈ : ઝાંસીની રાણી

એકસો વર્ષ વીતી ગયાં છે એ વાતને આજે! ઝાંસીની રાણી લક્ષ્મીબાઈનું નામ જગતની જીભે ચઢ્યું છે ને તે કદીયે વીસરાય એમ નથી. એની આઝાદીની તમન્ના અજોડ હતી. હિન્દની મુક્તિ માટે તેણે બલિદાન આપ્યુ હતું.

મહારાણી લક્ષ્મીબાઈનું મૂળ નામ માનુબાઈ હતું. બાજીરાવ બીજાના બ્રાહ્મણ સામંત મોરોપંત તાંબેની એ પુત્રી હતી. માનુબાઈનાં લગ્ન ઝાંસીના પુખ્ત વયના મહારાજા ગંગાધરરાવ, જેઓ વિધુર હતા, તેમની સાથે થયાં હતાં. કુદરતે માનુબાઈને અપૂર્વ સૌંદર્ય બક્ષ્યું હતું તેમજ બુદ્ધિ અને પ્રખર નીડરતા પણ તે ધરાવતી હતી.

ઝાંસીની મહારાણી તરીકે તેનુ નામ 'રાણી લક્ષ્મીબાઈ' રાખવામાં આવ્યુ હતુ. ને એ જ નામે તેનો કીર્તિધ્વજ સારાયે હિન્દમાં ફરકયો હતો માનુબાઈ નામ આ રીતે ભુલાઈ ગયું. પણ તેની દેશદાઝ અને આઝાદીની તમન્ના વીર ભારત કદી પણ ભૂલી શકે તેમ નથી.

ઝાંસી મધ્યમહિન્દનું એક નાનું સરખું રાજ્ય હતું; ને તેના ઉપર કંપની સરકારનું વર્ચસ્વ સ્થપાયેલું હતું. લગ્ન પછી સાત કે આઠ વર્ષે લક્ષ્મીબાઈએ એક પુત્રરત્નને જન્મ આપ્યો;

પણ દૈવયોગે ચાર માસની બાળવયે તે દેવગતિને પામ્યો રાજા ગંગાધરરાવના હૃદયને આથી સખત આઘાત લાગ્યો અને ૧૮૫૩ માં આકસ્મિક હૃદય બંધ પડી જવાથી તેમનું પણ અવસાન થયું

રાજા ગંગાધરરાવે આ પહેલા નજીકના સબંધના એક રાજવંશી પુત્રને દત્તક તરીકે અપનાવ્યો હતો અને તેનું નામ દામોદર રાખવામાં આવ્યું હતું

હિન્દના વાઇસરોય તરીકે એ વખતે લો. ડેલહાઉસી હતા દેશી રાજ્યો કરતાં બ્રિટિશ રાજ્ય ઉત્તમ છે, એ તેમની ખોટી છતા દૃઢ માન્યતા હતી અને એ માન્યતાને સાચી પાડવા માટે અને બ્રિટિશ સામ્રાજ્યનો વિસ્તાર વધારવા ખાતર દેશી રાજ્યોને કોઈ પણ કારણ મળતાં ખાલસા કરવાની નીતિ તેણે અખત્યાર કરી હતી.

દત્તક લેવાની પ્રથા તેણે મંજૂર ન રાખી ને જાહેરાત કરી કે, 'દેશી રાજ્ય એક ખાનગી મિલકત તરીકે કોઈ બીજી વ્યક્તિ એટલે કે દત્તક લીધેલા પુત્રને સોંપી શકાય નહીં વારસના અભાવે દેશી રાજ્ય ખાલસા કરીને કંપની સરકારના વહીવટ નીચે મૂકવા માં રાજ્યની અને જનતાની સલામતી છે '

દત્તક લેવો જ હોય તો તે માટે બ્રિટિશ સરકારની પ્રથમ મંજૂરી મેળવવી જ જોઈએ, એવી કડક શરત ત્યારે કંપની સર કારે મૂકી હતી અનેક દેશી રાજ્યોએ તે મુજબ દત્તક લેવાની પરવાનગી બ્રિટિશ સરકાર પાસે માગી, પણ એવી પરવાનગી કોઈને પણ આપવામાં આવી ન હતી પરિણામે સૌથી પ્રથમ નાનાં નાના રાજ્યો ખાલસા કરી દેવામાં આવ્યા હતા

આ નીતિનો પ્રથમ બલિ સતારા, ને બીજો બલિ નાગ પુર બન્યું એ બે રાજ્ય ખાલસા કરી દેવામાં આવ્યાં હતાં ઝાંસી નો બલિ ત્રીજો હતો

રાજા ગંગાધરરાવે દામોદરરાવને દત્તક તરીકે મંજૂર રાખવાની અરજીમાં સ્પષ્ટ જણાવ્યું હતું કે 'મારી વર્ષોની કંપની સરકાર સાથેની વફાદારીના બદલામાં મારી માંગણી કબૂલ કરવી જોઈએ.'

પરંતુ આ વફાદારીની કદર થઈ નહીં. દામોદરરાવને દત્તક તરીકે સ્વીકારવાની મંજૂરી ન મળી, ને ઝાંસી ખાલસા કરવાનું નક્કી થયું.

રાણી લક્ષ્મીબાઈને આ નીતિ જરાયે રુચી નહીં. તેણે કાયદાને પડકાર્યો. અનેક અરજીઓ–વિનંતિઓ અને પ્રત્યક્ષ મુલાકાતનું પરિણામ જ્યારે શૂન્યમાં આવ્યું, ત્યારે તેનો ક્રોધાગ્નિ પ્રજ્વળી ઊઠયો.

ઝાંસીના રેસીડેન્ટ મેજર માલ્કમે કંપની સરકારને ભલામણ પણ કરી હતી કે, 'રાણી લક્ષ્મીબાઈ દત્તક દામોદરરાવના હિતમાં, સંપૂર્ણપણે ઝાંસીનું રાજ્યતંત્ર નિપુણતાથી ચલાવી, ઉમદા વહીવટ જાળવવાની અજોડ શક્તિ ધરાવે છે. તેની પ્રતિભા નિરાળી છે. જનતા લક્ષ્મીબાઈની એક જ હાકલે, આંગળીના એક જ ઇશારે દેહનાં બલિદાન દેવાને તત્પર છે. એને છેડવી એ નાગણને છંછેડવા બરાબર છે. અશાંતિ અને અરાજકતા આપણને બાધક ન નીવડે, એટલા માટે પણ આ માંગણી મંજૂર કરવાની મારી ભલામણ છે.'

આવી ગર્ભિત ધમકી કંપની સરકારને આપ્યા છતાં, ઝાંસીની રાણીનો દામોદરરાવને દત્તક લેવાનો હક્ક નામંજૂર થયો. પોતાના આ હક્કને આ રીતે ઠોકરાતો જોઈને ઝાંસીની રાણીએ કંપની સરકારને વીરતાભર્યો પડકાર આપતાં જણાવ્યું કે, 'કીસી ભી હાલતમેં મેં મેરી ઝાંસી નહીં દુંગી.'

કંપની સરકારનો સરસેનાપતિ આ પડકાર સાંભળી દિગ્મૂઢ બની ગયો, કેમકે તેને ઝાંસી ખાલસા કરવાનો હુકમ મળી ચૂક્યો હતો છેવટ તલવારની ધારે ઝાંસી ખાલસા કરવામાં આવ્યુ

રાણી લક્ષ્મીબાઈનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠ્યો વેરની જ્વાળા ભભૂકી ઊઠી તેને પોતાની શક્તિ પર સંપૂર્ણ ભરોસો હતો તે રાજનીતિમા કુશાગ્ર અને લડવામા રણ સિંહણ જેવી હતી ઝાંસીની સાચી રાજમાતા હતી આ વખતે તેની ઉંમર વીશ–બાવીશ વર્ષની હતી

૧૮૫૭ના સ્વાતંત્ર્યજંગનો દાવાનળ પ્રગટી ચૂક્યો હતો ૧૭૫૭મા હિન્દના માથે જકડાયેલી ગુલામીની જંજીર તોડવાનો આઝાદ વીરોનો નિરધાર હતો દેશી રાજાઓમા પણ કંપની સરકારની ખાલસા નીતિથી અસંતોષની આગ સળગી ચૂકી હતી

આ જ વેળાએ આઝાદ હિન્દના સ્વતંત્ર સમ્રાટ તરીકે બહાદુરશાહને જાહેર કરવામા આવ્યો હતો નાનાસાહેબ, રામરાવ લક્ષ્મીબાઈ, તાત્યા ટોપી વગેરે આઝાદીના જંગના સૂત્રધારો હતા

આઝાદીના જંગની શરૂઆતમાં લક્ષ્મીબાઈએ અંગ્રેજ સ્ત્રી તેમ જ બાળકોને ઝાંસીમા આશ્રય આપ્યો હતો, ને તેથી આઝાદ હિન્દના સિપાઈઓએ ઝાંસીને ઘેરો ઘાલ્યો હતો તે સમયે પણ રાણીએ ડેપ્યુટી કમિશ્નર અને અંગ્રેજોને આશ્રય આપ્યો હતો, એટલુ જ નહીં પણ તેમને ખાવાપીવાનો બંદોબસ્ત કરી આપ્યો હતો છતા એ કમિશ્નર ઝાંસીનો બચાવ ન કરી શકરો અને બીજા અમલદાર સાથે નાસી છૂટ્યો સૈનિકોએ ઝાંસીના મહેલ પર છાપો માર્યો, ને ઝાંસી લૂંટવા માંડ્યુ રાણી લક્ષ્મીબાઈએ અંગ્રેજોને આશ્રય આપીને, પોતાની લાખો રૂપિયાની મિલકત લૂંટાવા દીધી હતી છતાં કોઈ અંગ્રેજ તેને મદદગાર નીવડી ન શક્યો.

જનતાએ તેને ઝાંસીની સ્વતંત્ર રાણી જાહેર કરીને એ રીતનો કાયદેસર ખરીતો કંપની સરકારને પહોંચતો કર્યો. છતાં કંપનીએ ઝાંસીને બળવાખોર માની, અને સર હ્યુઝ રોઝને ઝાંસીનો કબ્જો લેવા રવાના કર્યો. રાણીએ પોતાની વફાદારીની પ્રતીતિ અનેક રીતે આપી, પણ તેની અવગણના કરીને રોઝે યુદ્ધ જાહેર કર્યું.

પરિણામે રાણીએ પણ ઝાંસી માટે આખરી લડત લડી લેવાનો નિરધાર કરી લીધો. અંગ્રેજોનું સૈન્યબળ વધતું હતું. પણ રાણી પાસે થોડા, પણ અગિયાર હજાર મરણિયા સૈનિકો હતા, હવે ખુદ ઝાંસીની રાણીએ જ સૈન્યની સરદારી લીધી ને રણયુદ્ધમાં ઝંપલાવીને બહાદુરીથી ઝાંસીનો બચાવ કર્યો.

એક સેનાપતિના ગણવેશમાં તે શહેરની ચારે તરફ સૈનિકોને વીરતા અને ધીરતાના પાઠો પઢાવતી, ઘોડેસ્વાર બની કલાકોના કલાકો અવિરત શ્રમે ઘૂમતી હતી. કિલ્લામાં ગાબડાં પડતાં, તો તરત જ તેને સમરાવી લેતી હતી. સૈનિકો સાથે ઝાંસીના નાગરિકો પણ રણમેદાનમાં કૂદી પડ્યા હતા.

દિન પ્રતિદિન ઝાંસીની પરિસ્થિતિ બગડતી ગઈ, જે અંગ્રેજોને તેણે આશ્રય આપ્યો હતો, તે જ અંગ્રેજો આજે તેની સામે લડવા ઊભા થયા હતા. ઝાંસી સંપૂર્ણપણે ઘેરાઈ ગયું હતું, છતાં લક્ષ્મીબાઈ આત્મસમર્પણ કરવા કે શરણાગતી સ્વીકારવા જરાયે તૈયાર ન હતી. તેણે તાત્યા ટોપીને મદદ માટે બોલાવ્યો.

તાત્યા ટોપી વહારે ધાયો. પણ રસ્તામાં જ અંગ્રેજોએ તેને હરાવી પાછો કાઢયો. ને એ રીતે લક્ષ્મીબાઈને ધારેલી મદદ મળી શકી નહીં. અંગ્રેજોએ ફરી વાર ઝાંસીનો કબ્જો મેળવ્યો.

વિજેતાઓએ હવે મનમાનતી લૂંટ ચલાવી. સ્વચ્છંદી

અત્યાચારો આદર્યા. પરિણામે હજારો સ્ત્રીઓએ કુળમર્યાદા અને શિયળને બચાવવા ખાતર કૂવામાં પડીને આપઘાત કર્યા.

આ જોઈ એકલવાયી લક્ષ્મીબાઈ નાસી છૂટી; ને તેણે કાલ્પીમાં આશ્રય લીધો. પોતાના દત્તક પુત્ર દામોદરરાવને ખાંધ પર નાખી, ઘોડાને પૂરપાટ દોડાવી મૂક્યો. તેણે તાત્યા ટોપીની એક ટુકડીની સરદારી લીધી.

રાવસાહેબ તાત્યા ટોપી લશ્કરનો સેનાપતિ હતો. રાણી લક્ષ્મીબાઈ પાસે માત્ર બસો સૈનિકો હોવા છતાં તેણે એક સ્થળે અંગ્રેજોને ભારે હાર ખવડાવી હતી. જ્યારે બીજી બાજુ રાવસાહેબ પાસે સૈન્યબળ વધુ હોવા છતાં તેને નાસી જવું પડયું હતું. આ રીતે કાલ્પી પણ અંગ્રેજોના હાથમાં જઈ પડયું.

લક્ષ્મીબાઈએ નાસતા રાવસાહેબની પૂંઠ પકડી. રાણીએ તેને પાણી ચઢાવ્યું ને ગ્વાલીઅરનો કિલ્લો જીતી લઈ ત્યાંથી અંગ્રેજોને લડત આપવાની યોજના સમજાવી. પરિણામે રાણી અને રાવસાહેબે ગ્વાલીઅરના કિલ્લા પર ચઢાઈ કરી તેને જીતી લીધો. રાણીની કુશાગ્ર બુદ્ધિનું આ જ્વલંત પરિણામ હતું.

પણ તુરત જ સર હ્યુ રોઝ ગ્વાલીઅર પર ચઢી આવ્યો. તાત્યા ટોપી અને રાણી લક્ષ્મીબાઈએ સાથે મળીને ગ્વાલીઅરનો બચાવ કર્યો.

૧૮મી જૂન ૧૮૫૮નો એ દિવસ હતો. ગરમી માથું ફાડી નાખે તેવી હતી. છતાં રાણી રણમેદાનમાં ચારે કોર ઘોડો દોડાવી સૈનિકોને પ્રોત્સાહન આપી રહી હતી, ને મુદ્દમોરચો પણ સંભાળી રહી હતી.

અંગ્રેજો વિજયી બનતા હતા. જીતવાની જરા પણ આશા

ન રહેતાં લક્ષ્મીબાઈ પોતાના બે સ્ત્રી–અંગરક્ષકોને સાથે લઈને નાસી છૂટી અંગ્રેજ અફસરોએ એ નાનીશી ટુકડીની પૂંઠ પકડી.

લક્ષ્મીબાઈએ તલવારના એક જ ઝાટકે ત્રણ અંગ્રેજ સૈનિકોને ખતમ કરી દીધા ને એ ટુકડી પાછી ફરી આગળ જતાં બીજી ટુકડીએ તેમનો માર્ગ અવરોધ્યો.

રાણીનો ઘોડો વીશ માઈલની ઝડપે એક સરખી ત્રીસ માઈલની મજલ કાપીને થાકી ગયો હતો. નદીના પાણીમાં પડતાં તેણે પીછેહઠ કરી આ આકસ્મિક તકનો અંગ્રેજોએ લાભ ઉઠાવ્યો. છતાં લક્ષ્મીબાઈએ એ દુશ્મનોને હાથોહાથની લડાઈ આપી. આખા દિવસના પરિશ્રમથી તે અતિશય શ્રમિત બની ગઈ હતી. છતાં તેણે વીરતાથી શત્રુનો સામનો કર્યો આખરે તે ઘવાઈ અને ઘોડા પરથી નીચે તૂટી પડી.

બાજુની સ્ત્રી–અંગરક્ષકે લક્ષ્મીબાઈનો દેહ પોતાના ઘોડા પર ખેંચી લીધો, ને એક ગુપ્ત આશ્રમમાં જવા ઘોડો મારી મૂક્યો પણ દુશ્મનોએ તેમની પૂંઠ પકડી હતી ને આ બે વીર રમણીઓને ગોળીથી વીંધી નાખી

અને ઝાંસીની રાણીનો અમર આત્મા ઝાંસીને છેલ્લી સલામ કરી હંમેશને માટે અગમ્ય ધામે કૂચ કરી ગયો.

૧૭૫૭માં અંગ્રેજો છત્યા ને હિંદને માથે ગુલામી જકડાઈ ગઈ.

૧૮૫૭માં દેશી નરેશો ને નાગરિકોએ સ્વાતંત્ર્યયુદ્ધ પોકાર્યું!!

૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે અંગ્રેજોએ હિન્દ ઉપરની સત્તા આખરે છોડી અને હિન્દ આઝાદ થયું હિન્દી આઝાદીના ભવ્ય ઇતિહાસમાં ઝાંસીની રાણીનું નામ સદૈવ ઝળહળત રીતે અંકાયેલું રહેશે.

# તાત્યા ટોપી

તાત્યા ટોપી દક્ષિણી બ્રાહ્મણ હતો. છેલ્લા બાજીરાવ પેશ્વાના દત્તક દાદુપંત ઉર્ફે નાના સાહેબને ત્યાં તે નોકરી કરતો હતો કંપની સરકારે નાનાસાહેબને કાનપુર પાસે બિઠ્ઠુરની જાગીર આપી હતી. પણ કંપની સરકારે પેશ્વાઓને જે આઠ લાખનું પેન્શન આપવાનું હતુ તે નાનાસાહેબને નહીં આપવાની નીતિ અખત્યાર કરી હતી, નાનાસાહેબે આઠ લાખ મેળવવા લડત ચલાવી હતી પણ તેમા સફળતા મળી ન હતી પરિણામે નાનાસાહેબે કંપની સરકાર સામે માથુ ઊંચક્યુ. કંપની સરકાર સામે સ્વાતંત્ર્યયુદ્ધ ખેલવા માટે એકેએક પ્રાંતમા ગુપ્તચરો અને પ્રચારકો મોકલવામાં આવ્યા આ કાર્યમાં તાત્યા ટોપીએ નાનાસાહેબના જમણા હાથની ગરજ સારી હતી

મીરતમાંથી સ્વાતંત્ર્યયુદ્ધની જ્યોતિ પ્રગટી, તેમની કૂચ દિલ્હી પહોંચવાની હતી, તેમનું એકમાત્ર ધ્યેય બહાદુરશાહને તખ્ત પર બેસાડવાનું હતુ

ચોથી માર્ચે કાનપુરના સૈનિકોએ પણ 'ચલો દિલ્હી'નો નાદ ગાજતો કર્યો. નાનાસાહેબે તેમને અટકાવવાનો ને કાનપુરનો સ્થાનિક કિલ્લો સર કરવાનો હુકમ આપ્યો ને ૨૬મી માર્ચે કાનપુર પર સ્વતંત્રતાનો વાવટો ગૌરવભરી રીતે ફરકયો પણ

ખરો! કંપની સરકારના લશ્કરે હથિયાર છોડી શરણાગતી સ્વીકારી લીધી હતી. જનરલ હેવલોક, જે અલ્હાબાદથી તેમની મદદે આવ્યો હતો તે મોડો પડી ગયો. ૧૩મી જુલાઇએ તેણે કાનપુર પર ઘેરો ઘાલ્યો, પણ તાત્યા ટોપીના લશ્કરે કંપની સરકારને ચાર વાર પરાજય આપ્યો, અને પાંચમી વખતે જ કંપની સરકારનુ લશ્કર જીતવા પામ્યુ હતું

હિન્દીઓને બદનામ કરવા કંપની સરકારે ખોટો પ્રચાર શરૂ કર્યો હતો. કંપની સરકારે કાનપુરમાં તાત્યા ટોપી સમક્ષ શરણાગતી સ્વીકારી ત્યાર બાદ તાત્યા ટોપીએ અંગ્રેજોનાં ખૂન કર્યાં હતાં, ને સ્ત્રી-બાળબચ્ચાંને બાળી મક્યા હતાં, ને બીબીઘર નામના મકાનમાં ગૂગળાની નાખ્યાં હતા, એવો આક્ષેપ મૂકવામાં આવ્યો હતો. પણ તેનો પ્રતિકાર મિ જસ્ટીસ મેકાર્થીએ 'હિસ્ટરી ઑફ અવર ટાઇમ્સ'મા કરતા જણાવ્યુ છે કે એ તો અંગ્રેજોનું પ્રચારકાર્ય હતું, કપોલકલ્પિત વાતો હતી 'કલકત્તાની કાળી કોટડી' માફક તાત્યા ટોપીને હલકો પાડવાની ચાલબાજી હતી, ખરી વાત એ છે કે કોઈ પણ અંગ્રેજ સ્ત્રીને અપમાનિત કરવામાં, બાળવામાં કે મારી નાખવામાં આવી ન હતી અંગ્રેજો પર અત્યાચાર કર્યાની વાત પણ સાબિત કરી શકાય તેવી નથી.'

એથી ઊલટુ અંગ્રેજ અમલદારો માનવતા ભૂલી જઈને દાનવ બન્યા હતા, ને તેમણે નાગરિકો પર અમાનુષી ભયંકર અત્યાચારો ગુજાર્યાં હતા, તેમની વૈરવૃત્તિ દાનવી-પાશવી હતી.

'હિંદી સિપાઈઓનો બળવો'-ભાગ બીજામાં સર જોન લખે છે 'કાનપુરમાં લશ્કરી કાયદો જાહેર કરવામાં આવ્યો હતો. સૈનિકોને જે સિવિલિયનો હિંદી જનતાને નજરે પડતાં જ

ગોળીથી વીંધી દેતા હતા તેમણે હિંદી જનતાના લોહીની નદીઓ વહાવી દીધી હતી પુરૂષ, સ્ત્રી કે બાળકોનો ભેદ તેમણે જાણ્યો ન હતો '

કંપની સરકાર તરફથી થયેલો માનવસંહાર કેટલો બધો ભયંકર, પાશવી અને નિર્દય હતો તેની કલ્પના વાચક નીચેની સત્ય બિના પરથી સારી રીતે કરી શકશે.

' નાગરિકોમાં રોગચાળો ફેલાય, જનતા ત્રાહિ ત્રાહિ પોકારે, એ માટે શહેરમાં પડેલી લાશો ઉપાડવા ફક્ત આઠ ગાડાં જ રોકવામાં આવ્યાં હતાં. ગાડાંમાં મુડદાં ભરી આ લોકો અનેક ફેરા કરી, ગેરીઓ સાફ કરતા હતા અને અતિશયોક્તિરહિત વાત તો એ છે કે, કાનપુરના માર્ગોની આ રીતે સફાઈ કરતાં પૂરા ત્રણ માસ લાગ્યા હતા '

એમ પણ કહેવાય છે કે તાત્યા ટોપીથી આ માનવસંહાર નજરે જોઈ શકાયો ન હતો, ને તેણે પણ માનવસંહાર આદર્યો હતો પરંતુ તેથી તેના હાથ અંગ્રેજ અમલદારો જેટલા લોહીથી ખરડાયા ન હતા

કાનપુર ફરી કંપની સરકારના હાથમાં પડવા છતાં તાત્યા ટોપી નિરુત્સાહી બન્યો ન હતો તે પોતાના ચુનંદા સૈનિકોને લઈને નાસી છૂટયો હતો ને સમય સાથે તે આગળ વધવા માગતો હતો તે ગુપ્ત રીતે પોતાનું સૈન્ય વધારતો ગયો હતો

કાનપુરની ક્રાંતિની જ્વાળાઓ લખનૌ સુધી પહોંચી હતી લખનૌ પણ આઝાદી-જંગમાં જોડાયું કંપનીની નજર લખનૌ પર કેન્દ્રિત બની હતી કાનપુરના રક્ષણની જવાબદારી જનરલ વિન્ડહેમને સોંપવામાં આવી હતી તાત્યા ટોપી આવી સોનેરી તક જવા દે એવો ન હતો તેણે ગ્વાલીઅરની હદમાં જઈ

કાલ્પીના માર્ગે કૂચ કરી. ૨૭મી નવેમ્બરે વેન્ડહેમે એકાએક કાનપુર પર છાપો માર્યો. જનરલ વેન્ડહેમ જીવ લઈને ત્યાંથી નાઠો. આ રીતે તાત્યા ટોપીએ ફરી વાર કાનપુર જીતી લીધુ.

એકવાર ફરીથી કાનપુર પડયાના સમાચાર સરસેનાપતિ કોલીન્સ કેમ્પબેલને મળતાં તે મોટા લશ્કર સાથે કાનપુર ચઢી આવ્યો. અને તાત્યા ટોપીને વિજયના કોઈ ચિહ્ન નજરે ન પડતા તા ૬ઠ્ઠી ડિસેમ્બરે કાનપુર છોડી નાસી ગયો

કેમ્પબેલ તાત્યા ટોપીની કુશાગ્ર બુદ્ધિ, યુદ્ધનિપુણતા ને શક્તિને સારી રીતે પિછાણી ગયો હતો. તેથી તે જાતે પણ તાત્યા ટોપીથી ડરતો હતો ને તેને જેર કરવા તનતોડ પ્રયત્ન કરતો હતો.

નેપાલના પ્રધાન રાણા જંગબહાદુરના ગુરખા સૈનિકોની ભારે મદદથી તેણે કાનપુર પર વિજય તો મેળવ્યો પણ તાત્યા ટોપીને જીવતો યા મરેલો પકડવાની તેની મુરાદ બર ન આવી. ભારે ઈનામ જાહેર કરવા છતાંય તાત્યા ટોપી પકડાયો નહીં. ભૂગર્ભમાં રહી તે આઝાદી માટે લડતો જ રહ્યો, ત્રણ મહિના સુધી તેની સતત શોધખોળ કરવામા આવી હતી

એકવાર તો દુશ્મનો સાથે તેને ભેટો પણ થઈ ગયો હતો. પણ તેણે મોટા લશ્કરને થાપ આપી, ને સુરક્ષિત સ્થળે જઈ પહોંચ્યો હતો. તેનું એકમાત્ર ધ્યેય આઝાદીની મશાલ જલતી રાખવાનું હતું થોડા પણ વફાદાર સૈનિકોનો તેને સંપૂર્ણ સાથ હતો.

બેટવાના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં તેના પોણા ભાગના વફાદાર સૈનિકો માર્યા ગયા તાત્યા ટોપીને ભારે ખુવારી ખમવી પડી. રાણી લક્ષ્મીબાઈ પણ આ યુદ્ધમાં ઝઝૂમી હતી, ને સહીસલામત નાસી છૂટી હતી બંનેએ એકત્ર બળથી ગ્વાલીઅરનો કિલ્લો જીતી લીધો હતો

સિંધીઆનું લશ્કર ખેવફા નીવડયું ને તેણે જ તાત્યા ટોપીને ફસાવવાનું કાવતરું રચ્યું હતું. તાત્યા ટોપીને આ કાવતરાની પહેલેથી જ ગંધ આવી ગઈ હતી. તે રાતોરાત આમા નાસી ગયો, અને નાનાસાહેબને તેણે ગ્વાલીઅરના સ્વતંત્ર પેશ્વા તરીકે જાહેર કર્યો. ગ્વાલીઅરના નાગરિકો આથી આનંદિત બન્યા ને જનતા આઝાદી મળતાં વિજયોત્સવ ઊજવવા તૈયાર થઈ હતી.

પણ, હ્યુઝ રોઝ તાત્યા ટોપીની આ વિજયપર પરાક્રમો સાંખી ન શક્યો. તેણે ગ્વાલીઅર પર છાપો માર્યો એ લડાઈમાં રાણી લક્ષ્મીબાઈ વીરગતિને પામી. તાત્યા ટોપી ત્યાંથી પણ નાસી છૂટયો ને તેણે રજપૂતાનાનાં જંગલોમાં આશ્રય લીધો. અંગ્રેજોએ તેની શોધ ચલાવવાની ભારે મથામણ કરી, પણ તેઓ નિષ્ફળ નીવડયા હતા.

આખરે ૧૮૫૯ના એપ્રિલ માસમાં તાત્યા ટોપી મેજર મીડના હાથે કેદ પકડાયો ને અંગ્રેજોએ છુટકારાનો દમ ખેંચ્યો.

૪૦ વર્ષની વયે ૧૮ મી એપ્રિલે તાત્યા ટોપીને ફાંસી દેવામા આવી.

એક અંગ્રેજ ઇતિહાસકારે લખ્યું છે કે 'જો તાત્યા ટોપી દેશની આઝાદી માટે ઝઝૂમ્યો ન હોત, ને જો તેનું ધ્યેય રાજાો જીની લૂટફાટ કરવાનું જ હોત તો તેણે બ્રિટિશોને જીતીને જે મેળવ્યું છે તેના કરતા વિશેષ દોલત ને યુદ્ધસામગ્રી મેળવી શકયો હોત; જો તે લૂટફાટ તરફ વળી ગયો હોત તો ૧૮૫૭નો ઇતિહાસ જુદો જ આલેખાયો હોત તે આદર્શ નેતા હતો. સાહસ, હિંમત, વ્યવસ્થાશક્તિ, ચાલબાજી, વ્યૂહરચનામાં કુશાગ્ર બુદ્ધિ ને અંગ્રેજોનો સામનો કરવાનું યાંત્રિક લશ્કરી બળ પણ તેની પાસે હતું.'

એક અંગ્રેજની કલમમાંથી ઝરતા આ પ્રશસાપુષ્પો તાત્યા ટોપીની આઝાદીની ભાવનાને અંજલીરૂપ ન ગણી શકાય?

# મહારાજા નંદકુમાર

મહારાજા નંદકુમારની ફાંસી એ એક પ્રસિદ્ધ ઐતિહાસિક ઘટના છે. સામ્રાજ્યના પાયામાં ધરબાયેલો આ અન્યાયી કિસ્સો અજોડ છે. એને ફાંસી કહેવા કરતાં કાયદેસરનું ખૂન કહેવું વધારે ઉચિત છે.

નંદકુમારનો જન્મ મુર્શિદાબાદમાં એક ઉચ્ચ બ્રાહ્મણકુળમાં ઈ. સ. ૧૭૦૫માં થયો હતો. તેમના પિતાનું નામ પદ્મનાભ રોય હતું. નવાબ મુર્શિદ કુલીખાન અને અલીવર્દીખાનના અમીન–પ્રધાન સૂબા તરીકે કામ કરતા હતા. નંદકુમાર બાળપણથી જ ઘણો જ ચાલાક ને તેજસ્વી બુદ્ધિનો હતો. બંગાળી, સંસ્કૃત ને ઉર્દૂનો તે પ્રખર અભ્યાસી હતો.

નંદકુમારની પ્રથમ નિમણૂક મીદનાપુર જિલ્લાના માહેશાદળ અને હીજલી પરગણાના સૂબા તરીકે થઈ હતી. દિનપ્રતિદિન તેની પાયરી અને પગારમાં વધારો થતો ગયો. ને સમય થતાં તેની નિમણૂક હુગલી જિલ્લાના મુખ્ય ન્યાયાધીશ તરીકે થઈ હતી. આખરે બંગાળ, બિહાર ને ઓરિસ્સા પ્રાંતના દીવાનપદે પણ તેને નીમવામાં આવ્યો હતો. તે સમયે નવાબ તરીકે મીરજાફર રાજ્ય કરતો હતો. નંદકુમાર નવાબ પ્રત્યે સંપૂર્ણ વફાદારી ધરાવતો હતો અને તે બદલ નવાબે તેને 'મહારાજા'નો ઇલ્કાબ આપ્યો હતો.

નંદકુમાર ઘણો જ દૂરંદર્શી હતો. કંપની સરકારના વેપારીઓ વેપારના પડદા પાછળ સામ્રાજ્ય સ્થાપવાના સ્વપ્નાં સેવતા હતા, તેની ગંધ સૌથી પ્રથમ તેને આવી હતી, એ સમયે એ અંગ્રેજો અમુક હક્કો મેળવવા નવાબોને અરજીઓ કરતા ને કાલાવાલા કરીને પણ પોતાની મુરાદ પાર પાડતા હતા. અંગ્રેજોની જે યોજનાઓ નંદકુમાર પાસે મંજૂરી માટે આવતી, તેનો તે ન્યાયપુરઃસરનો વિરોધ રજૂ કરતો, તેમની આંતરિક ચાલબાજીનો ભેદ ખુલ્લો પાડી દેતો ને એ રીતે અંગ્રેજોની આશાઓને ગંજીફાના મહેલની માફક ધરાશાયી બનાવી દેતો હતો.

બંગાળના નવાબ સિરાજુદ્દૌલાના અવસાન બાદ અંગ્રેજો જોર પર આવ્યા ને તે પછીના નવાબો તો પૂતળાં માફક તેમના હાથમાં નાચવા માંડ્યા હતા. અંગ્રેજો આ પૂતળાં જેવાં નવાબોનો લાભ ઉઠાવી હિંદ પરનો પોતાનો પગદંડો જમાવે તે નંદકુમારને જરા પણ રુચતું ન હતું. નવાબોના હાથમાંથી સરકી જતી સત્તા ટકાવી રાખવા માટે મહારાજા નંદકુમારે ભગીરથ પ્રયત્નો આદર્યા હતા. ને અંગ્રેજોની કેટલીય યોજનાઓ તેણે ધૂળમાં મેળવી દીધી હતી. આથી અંગ્રેજો ને મહારાજા નંદકુમાર વચ્ચે સંઘર્ષ જામ્યો હતો. પૂરા હિન્દમાં એ એક જ વ્યક્તિ એવી હતી કે અંગ્રેજોની આંખમાં કણાની માફક ખૂંચતી હતી. અઢારમી સદીનો એ ચાણાક્ય હતો.

વોરન હેસ્ટીંગ્સ સાથેના ખટરાગના પરિણામે તેને ફાંસીને માંચડે ચડવું પણ હતું. જેમ વોરન હેસ્ટીંગ્સની સામ્રાજ્યપિપાસા વધુ ને વધુ પ્રબળ બનતી જતી હતી, તેમ મહારાજા નંદકુમારનો વિરોધ પણ પ્રબળ બનતો જતો હતો. આથી વોરન હેસ્ટીંગ્સ છેડાઈ પડ્યો ને તેણે મહારાજાને અનેક ગુનાઓમાં ફસાવી તેનું કાયદેસર ખૂન કર્યું.

આ કાયદેસરના ખૂનનુ નાટક કોણે ને કેવી રીતે રચ્યુ, તેના સૂત્રધારો કોણ હતા, પૂર્વસ્થિતિ ને તે પડદા પાછળની ભૂમિકા કેવી હતી તેનો ઇતિહાસ જાણવા જેવો છે

૧૭૭૪મા બ્રિટિશ પાર્લામેન્ટે 'રેગ્યુલેટિંગ એક્ટ' પસાર કર્યો ને હિંદના પ્રથમ ગવર્નર તરીકે વોરન હેસ્ટીંગ્સની નિમણૂક કરવામાં આવી અને સામ્રાજ્યના પાયા મજબૂત બનાવવાની યોજના અમલમા આવી આ યોજના મુજબ હિંદમા 'સુપ્રીમ કાઉન્સીલ'ના ચાર અંગ્રેજ સભાસદોની નિમણૂક જાહેર થઈ

જનરલ ક્લેવરીંગ, કર્નલ મોનસન, રીચાર્ડ બાર્વેલ ને ફીલીપ ફ્રાન્સીસ ચાર પ્રથમ સભાસદ હતા મુખ્ય ન્યાયાધીશ તરીકે સર એલીસ ઇમ્પે નિમાયો હતો ને મદદનીશ ન્યાયાધીશ તરીકે જોન હાઇડ સ્ટીફન સીઝર, લી મેઈસ્ટ્રે ને રોબર્ટ ચેમ્બર્સ-ને નીમવામાં આવ્યા હતા

આ 'સુપ્રીમ કાઉન્સીલ'માં પણ અંદર અંદર પક્ષાપક્ષી જામી હતી એક પક્ષ હેસ્ટીંગ્સ અને બારવેલનો હતો ને બીજો પક્ષ ક્લેવરીંગ, મોનસન, અને ફ્રાન્સીસનો બનેલો હતો બીજો પક્ષ વધુ બળવાન ગણાતો હતો તે હેસ્ટીંગ્સની અન્યાયી નીતિનો પ્રખર વિરોધી હતો અયોધ્યાના નવાબ પ્રત્યેની દૂષીલી નીતિ તેમણે સખ્ત શબ્દોમા વખોડી કાઢી હતી તેઓ હેસ્ટીંગ્સની આપખુદીને તોડી પાડવા મથતા હતા

મહારાજા નંદકુમારે પણ હેસ્ટીંગ્સની વધતી જતી આપખુદી સત્તા અને અન્યાયી નીતિને જડમૂળથી ઉખેડી નાખવા—સર્વનાશ કરવા બીજા પક્ષ સાથે હાથ મિલાવ્યા

આ નવી કાઉન્સીલ સમક્ષ જ વોરન હેસ્ટીંગ્સ સામે પુરાવા સહિત આરોપો મૂકી, તેનાં ભયંકર ગણાતાં અન્યાયી કૃત્યોની પ્રતીતિ કરાવી આપી, અને તેની સત્તા ખેચી લેવા માગણી કરી હતી.

આ આરોપપત્ર સુપ્રીમ કાઉન્સીલમાં ફ્રાન્સીસે રજૂ કર્યું હતું ને વોરન હેસ્ટીંગ્સ સામે કામ ચલાવવાની માગણી કરી હતી.

હેસ્ટીંગ્સે 'સુપ્રીમ કાઉન્સીલને ગવર્નર સામે કામ ચલાવવાની સત્તા નથી' એમ કહી એ આરોપ ગેરકાયદે જાહેર કર્યું હતું. આ જાતની એકપક્ષી આપખુદી સામે નંદકુમારે પોતે કરેલા આક્ષેપોની ચર્ચા કરી કાઉન્સીલને સમજાવવા માટે પરવાનગી માગી કાઉન્સીલે આ રીતની પરવાનગી આપતાં મહારાજા નંદકુમારે પોતાનો કેસ સચોટ રીતે રજૂ કર્યો, અને વોરન હેસ્ટીંગ્સ પાસે તેનો સીધો જવાબ માગ્યો. પણ જવાબ આપવામાં વોરન હેસ્ટીંગ્સ નિષ્ફળ નીવડ્યો અને પરિણામે સુપ્રીમ કાઉન્સીલે હેસ્ટીંગ્સ સામે કામ ચલાવવાનો નિર્ણય કર્યો, તે જ સમયે હેસ્ટીંગ્સ ને બારવેલ કોર્ટ છોડી ચાલી ગયા

આ પ્રકરણ અંગે હેસ્ટીંગ્સે સુપ્રીમ કોર્ટની મદદ માગી. સુપ્રીમ કોર્ટ હેસ્ટીંગ્સની અસર નીચે આવી ગઈ એનો ઇતિહાસ તો સૌને જાણીતો છે જ.

'એકાએક આખું સુકાન ફેરવાઈ ગયું' ને મહારાજા નંદકુમારને ગિરફતાર કરી લેવામાં આવ્યા.

'યુરોપિયન નાગરિકો ને અંગ્રેજ અમલદારો તેમ જ બંગાળના નાગરિકો પણ આ અચાનક ગિરફતારીથી આશ્ચર્ય પામ્યા. તેઓની આંતરિક સહાનુભૂતિ તો મહારાજા નંદકુમાર પ્રતિ હતી. પણ ગવર્નરની અન્યાયી નીતિ અને વલણ અંગે તેઓ સહાનુભૂતિ દાખવી શકતા ન હતા.

'હિન્દુ અને મુસ્લિમ જનતાનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠ્યો હતો આ આપખુદ સત્તા સામે આંગળી ચીંધવાનું કામ કોઈ કરી ન શક્યું.'

પરંતુ મહારાજા નંદકુમારને જેલમાં પૂર્યા પછી નવી પરિસ્થિતિ ઊભી થવા પામી. તેઓ ઉત્તમ કુળના બ્રાહ્મણ હોવાથી જેલનાં ખોરાકપાણી લેવાનો ઇન્કાર કર્યો હતો. તેમના ધારાશાસ્ત્રી સોલીસીટર મિ જેરેટે ન્યાયમૂર્તિને તેમને હાથે રાંધેલો ખોરાક ને પાણી વાપરવાની પરવાનગી આપવા વિનંતિ કરી હતી. પણ ન્યાયમૂર્તિએ આ માગણી સ્વીકારી ન હતી.

મિ. ફ્રાન્સીસ ક્લેવરીંગ અને મોન્સન અંગ્રેજોની આ નીતિના પ્રખર વિરોધક હતા. કોઈના ધર્મની આડે કોઈ પણ સત્તાને આવવાનો હક્ક નથી એમ તેઓ માનતા હતા. તેમણે મહારાજાને આ હક્ક માટે સુપ્રીમ કાઉન્સીલને અરજ કરી

સુપ્રીમ કાઉન્સીલે ચાર પંડિતોને બોલાવી આ અંગે અભિપ્રાય માગ્યો હતો પણ તેઓ પોથીપંડિત અને રાજનીતિથી અજ્ઞાત હોવાથી અને કંઈક તો ઊગતી સત્તાના તાપથી ડરી જાય એવા ડરપોક હોવાથી અભિપ્રાય આપ્યો કે 'જેલમાં જેલનો ખોરાક અને પાણી લેવાનો ધાર્મિક વધો નથી, પણ જેલમાંથી બહાર આવ્યા પછી તેણે પ્રાયશ્ચિત કરવું જ પડે છે.' તે પરિણામે તેમની માગણી નકારવામાં આવી હતી.

મહારાજા નંદકુમારને આ ફેંસલો માન્ય ન હતો તેમણે આમરણાંત ઉપવાસ શરૂ કર્યા. ઉપવાસને બીજે દિવસે ન્યાયમૂર્તિએ ડૉ. મચ્ચીસને મહારાજાની તબિયત તપાસવા મોકલ્યા, અને ડૉકટરના અભિપ્રાય મુજબ મહારાજાને જેલની બહાર નદીને કાંઠે એક તંબૂમાં નજરકેદ રાખી ધાર્મિક આચાર-વ્યવહાર રાખવાની પરવાનગી આપવામાં આવી. પરિણામે ઉપવાસના છઠ્ઠા દિવસે ગુરુવારે સવારે તેમણે પારણું કર્યું. સરકારી દફતરે એવી નોંધ થઈ હતી કે 'સિત્તેર વર્ષની વયોવૃદ્ધ ઉંમરે મહારાજા નંદકુમાર એક જુવાનની જેમ પગે ચાલીને તંબૂમાં ગયા હતા, ને

મોસંબીનો રસ પીને ઉપવાસ છોડયો હતો. તેમના અવાજમાં કોઈ જાતનો ફરક પડવા પામ્યો ન હતો.'

તેમની સામે હેસ્ટીંગ્સ પ્રેરિત મુકદ્દમો ૧૭૭૫ની તા. ૮મી જૂને શરૂ થયો હતો. કલકત્તામા અત્યારે જ્યાં એન્ડ્રુઝ ચર્ચ છે તે ઓલ્ડ હાઉસ કોર્ટના ઉત્તર વિભાગમા સુપ્રીમ કોર્ટ બેસતી હતી. આ ઐતિહાસિક મુકદ્દમો કેવળ આઠ દિવસ જ ચાલ્યો હતો. તેના ચુકાદાને પરિણામે તા. ૧૭મી જૂન ૧૭૭૫ના દિને મહારાજા નંદકુમારને ફાંસીની સજા ફરમાવવામાં આવી હતી.

બંગાળના નવાબ મુબારક-ઉલ-દૌલ મૌતમન-ઉલ-મુલ્ક ફિરોઝજંગ બહાદુરે, રાધાચરણ રોય નામના વકીલ મારફત ન્યાયમૂર્તિને દયા માટે અરજી કરી હતી, પણ તેનો આખરી જવાબ એટલો જ આપવામાં આવ્યો હતો કે 'અમે અમારી માન્યતામાં સાચા જ છીએ, ને ન્યાયપુરઃસર જ નંદકુમારને ફાંસીની સજા ફરમાવવામાં આવી છે.'

જીવનની અંતિમ પળે-ચાર કલાક પહેલાં-નંદકુમારનો આખરી એકરાર નોંધવા કલકત્તાના શેરીફ મિ. મેકરાબીને મોકલ્યા હતા.

નંદકુમારે જણાવ્યું હતું કે, 'બનેલી ઘટના માટે મને હરખ કે શોક કંઈ જ થતું નથી. ઈશ્વરને જે ગમ્યું તે ખરું. તેની મરજીની આડે આવવાની મારી સત્તા નથી. મિ. કલેવરિંગ, મિ. મોનસન અને મિ. ફ્રાન્સીસને મારા 'વંદે માતરમ' કહેશો ને તેમને મારા વતી મારા પુત્ર રાજા ગુરદાસની સંભાળ રાખવાનું સમજાવશો.'

આ નીચે શેરીફે નોંધ લખી હતી કે, 'આવો ધીર ને વીર પુરુષ મારા દેશમાં મે જોયો નથી. તેની આખરી વીરતા હું જીવનભર ભૂલી શકું તેમ નથી.'

## ઝફરના ત્રણ શાહજાદા

બહાદુરશાહ ઝફરને દગાબાજીથી કેદ કરવામાં આવ્યો. તે સાંભળીને તેના પુત્રોને અત્યંત દુઃખ થયું. પરંતુ આ વખતે તેમનાથી શું બની શકે એમ હતું? કહેવામાં આવે છે કે વીરનાં સંતાન પણ વીર હોય છે, શેરનાં બચ્ચાં શેર જ નીવડે. મિરઝા મુગલ, મિરઝા અખજર, સુલતાન તથા તેનો એક પૌત્ર અબુબકર બહાદુર અને શેરદિલ હતા. તેમનામાં વીર બહાદુરશાહના ગુણો ભર્યા હતા. તેમને પણ બળવાખોર જાહેર કરવામાં આવ્યા હતા. કારણ કે એમ કહેવાય છે કે, તેમણે કેટલાક અંગ્રેજોની કતલ કરી હતી. એનો બદલો તેમણે આ શાહજાદાઓને ગોળીનું નિશાન બનાવીને લીધો. ખેર, જે કાંઈ થયું તે થયું. મુન્શી જકાઉલ્લા સાહેબે એક કિતાબમાં લખ્યું છે કે, "સમ્રાટ બહાદુરશાહની ગિરફતારી બાદ બીજે દિવસે ઇલાહીબક્ષે હડસન સાહેબને સમાચાર આપ્યા કે બહાદુરશાહના બે પુત્ર અને પૌત્ર હુમાયૂંના મકબરામાં છે.' હડસન આ સાંભળી વિલસન પાસેથી તેમની કતલની આજ્ઞા મેળવી, સો સવાર ને ઇલાહીબક્ષને સાથે લઈને મકબરા તરફ રવાના થયો.

ત્રણે શાહજાદા મકબરામાં જ હતા. હડસને મકબરાને ઘેરી લીધો અને તેમને બહાર આવી શરણે થવાનું કહેણ મોકલ્યું. શરણાગતીની વાત સાંભળતાં જ શાહજાદાઓની આંખ લાલ થઈ. વીર પુરુષોની જેમ તેમનું લોહી તપી ગયું. તેમનો દ્વેષાગ્નિ પ્રજ્વલિત બની ઊઠ્યો.

શાહજાદાઓ લડાયક વૃત્તિના છે અને તેમની પાસે અંગરક્ષકો ને સૈનિકો છે, તે વાત હડસન જાણતો હોવાથી મકબરાની અંદર જવાની તેની હિંમત ન ચાલી શાહજાદાઓએ પણ બહાર નીકળવાનો ઈન્કાર કર્યો. આ રીતે બે કલાક સુધી સંદેશા ચાલ્યા કર્યા

શાહજાદાઓએ કહ્યુ કે ' જો અમારા જાનની સલામતીની ખાતરી આપવામા આવે તો અમે બિનશરતી શરણાગતી સ્વીકારવા તૈયાર છીએ.'

હડસને જવાબ આપ્યો કે ' એવી ખાતરી હું નથી આપી શકતો તમે વિલસન સાહેબને મળો એ સત્તા તેમની છે '

શાહજાદાઓએ પોતાના અંગરક્ષકો ને મિત્રોની સલાહ મેળવી તેમનો અભિપ્રાય એ હતો કે તૈમુરી ખાનદાનના નબીરા આ રીતે નિરુપાય બનીને કેદ ન થઈ શકે. તેઓ તો તલવાર જ ઉગાવે છે, વીરના સાથે લડે છે, ને છેવટે શૌર્યથી કિસ્મતનો ફેસલો મેળવી લે છે

' મરવાનું તો છે જ, આજે નહિ તો આવતી કાલે તો પછી બહાદુરીભર્યાં મોતે શા માટે ના મરવુ, કે જેથી આવતી કાલની પ્રજા યાદ તો કરે!' આવો વિચાર કરીને શાહજાદાઓએ લડવાનો નિશ્ચય કરી લીધો. ઈલાહીબક્ષ છેલ્લી મંત્રણા માટે આવ્યો ને તેણે શાહજાદાઓને જણાવ્યુ કે, ' તમારો બાપ કેદમાં છે તમારી તાકાત તૂટતી જાય છે ફોગટના લડવાથી શો ફાયદો થવાનો છે ? '

વિશ્વાસઘાતી ઈલાહીબક્ષની જાળમાં તેઓ આખરે ફસાયા અને પોતાના મિત્રોને વિદાય આપીને નિર્ભયતાપૂર્વક તેઓ હડસન સમીપ ગયા અને શરણાગતી સ્વીકારી

હડસને શાહજાદાઓને રથો પર બેસવાનું કહ્યું. શાહજાદાઓ રથો પર બેઠા અને તત્કાળ રથો શહેર તરફ ચાલવા લાગ્યા. દિલ્હી જ્યારે એક માઈલ દૂર રહ્યું ત્યારે રથો એકાએક રોકી દેવામાં આવ્યા. અને હડસને શાહજાદાઓને રથો પરથી નીચે ઊતરી જવાની અને શાહી પહેરવેશ ઉતારી નાખવાની આજ્ઞા ફરમાવી. શાહજાદાઓ આ સાંભળીને આશ્ચર્યમગ્ન બનીને એકબીજા સામે જોવા લાગ્યા. એમને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે તેમની સામે આવી રીતે નિંદ્ય દગો રમવામાં આવશે. કારણકે ઈલાહીબખ્શે તેમને ખાતરી આપી હતી કે, છેવટનો ફેંસલો કરવાનો અધિકાર વિલ્સનના હાથમાં છે અને તે જો સિફારસ કરશે તો બાદશાહની જેમ તેમને પણ જીવતદાન આપવામાં આવશે હડસનને મારવાનો કોઈ હક્ક નથી કે છોડવાનો પણ હક્ક નથી.

શાહજાદાઓ રથો પરથી નીચે ઊતરી ગયા, અને તેમણે પોતાનો શાહી પોષાક પણ ઉતારી નાખ્યો અને હડસન સામે ઉત્સુકતાથી જોવા લાગ્યા. એમને એવો ખ્યાલ હતો કે, હડસન હવે તેમને બંદીનો પહેરવેશ પહેરાવીને પગપાળે લઈ જશે. પરંતુ અહીં તો કંઈક જુદી જ વાત હતી. એટલામાં હડસને એક સવાર પાસેથી બંદૂક માગી અને એક, બે, ત્રણ એમ ધડાધડ ત્રણ ગોળીબાર કર્યા. શાહજાદા એટલું જ બોલી શક્યા હતા કે, 'હાય, અમને દગો દેવામાં આવ્યો.'

ગોળીઓ લાગતાં જ તેમના કોમળ દેહો જમીન પર પડી ગયા, અને અનંત પથિકની જેમ એક સાથે જ તેઓ ત્રણે આ મૃત્યુલોક છોડીને ચાલ્યા ગયા. હડસન તેમના તરફડિયાં મારી રહેલા દેહો તરફ અટ્ટહાસ્ય કરતો જોઈ રહ્યો. હૃદયની કઠોરતાનું આથી અધિક અને બીષણકારી દૃશ્ય બીજું કોઈ શકે

ખરુ ? આ નીચતાનો આટલેથી જ અંત ન આવ્યો. તેમનાં મસ્તકો કાપીને તે સૌથી પહેલાં બહાદુરશાહને બતાવવામાં આવ્યાં અને પછી બજારમાં લટકાવવામાં આવ્યાં

આ બનાવ આ રીતે ઘણા વખતથી દિલ્હીમાં મશહૂર છે અને બરાબર એક જ રીતે સાંભળવામાં આવે છે કેટલાક લોકોનું તો એવું પણ કહેવું છે કે, હડસને આ શાહજાદાઓને મારી નાખીને તેમના ગરમ ગરમ લોહીનું પાન કર્યું હતું જ્યારે કેટલાક લોકોએ હડસનને આમ કરવાનું કારણ પૂછ્યુ, ત્યારે તેણે જવાબ આપ્યો હતો કે, મેં એમનું ખૂન જો ન પીધુ હોત તો હું ગાંડો બની ગયો હોત '

આ પછી શાહજાદાઓની લાશો કોટવાળીની સાથે લટકાવવામાં આવી અને એમનાં મસ્તકો જેલખાનાના ખૂની દરવાજા પર લટકાવી દેવામાં આવ્યાં આ લાશો અને આ મસ્તકો હજારો માનવીઓએ જોઈને કમકમાટી અનુભવી હતી અને અંગ્રેજોની નિર્દયતા સામે ધિક્કાર વરસાવ્યો હતો

આ રીતે દગાબાજીથી વીર શાહજાદાઓના જીવનનો કરુણાજનક અંત આવ્યો હતો

## રાજાકુંવરસિંહ

આરા (બિહાર) જિલ્લામાં જગદીશપુર નામની નાની રિયાસતમાં સને ૧૭૮૨ લગભગમાં રાજાકુંવરસિંહનો જન્મ થયો હતો. તેમના પિતાનું નામ આઝાદસિંહ હતું.

કુંવરસિંહ નાનપણથી જ બહાદુર હતો અને સ્વતંત્ર મિજાજનો પણ હતો. તેને અભ્યાસમાં દિલ ન લાગ્યું. ઘોડેસ્વારી ને તીરંદાજીનો તે ભારે શોખીન હતો તેની વીરતા સર્વત્ર ગાજી ઊઠી હતી.

૧૮૫૭ના સ્વાતંત્ર્યયુદ્ધની જ્વાળાથી બિહાર પણ બચવા પામ્યું ન હતું. પટનામાં ગુપ્ત સભાઓ મળતી હતી. પોલીસનો પણ તેમાં સાથ હતો. વિપ્લવકારીઓનું પટના કેન્દ્રસ્થાન બની ચૂક્યું હતું.

પટનામાં થોડોક બળવો થયો હતો પણ ખરો, પરંતુ શીખ સેનાની સહાયતાથી તે દબાવી દેવામાં આવ્યો હતો. અંગ્રેજોને જાણ થતાં તેમણે શીખ ફોઝ પટનાના રક્ષણાર્થે બોલાવી. પટનાનો નેતા પીરઅલી હતો, તેને પકડીને ફાંસી આપી દેવામાં આવી. દરભંગા જિલ્લાના વિપ્લવકારી પોલીસના જમાદાર વારિસઅલીને પણ સંદેહ પરથી ફાંસીએ દેવામાં આવ્યો.

વિપ્લવની આગ દાવાનળની જેમ જલદીથી ફેલાઈ રહી હતી. રાજાકુંવરસિંહને પણ સ્વાતંત્ર્યયુદ્ધના સમાચાર મળ્યા. તેઓ

વ્યાકુળ થઈ ઊઠયા. ૮૦ વર્ષની ઉમરે પણ તેણે તલવાર પકડી. જે સમયે દાનાપુરની વિપ્લવકારી સેના જગદીશપુર પહોંચી, ત્યારે વૃદ્ધ કુંવરસિંહે તુરત પોતાના મહેલમાંથી નીકળીને, હથિયારો ઉઠાવીને વિપ્લવકારીઓનું નેતૃત્વ સ્વીકાર્યું.

રાજાકુંવરસિંહ વિપ્લવકારી સેના સાથે આરા ગયો ને ત્યાંનો સરકારી ખજાનો લૂંટયો. અને કેદખાનામાંથી કેદીઓને મુક્ત કરી દીધા. આરાના કિલ્લાને ઘેરી લીધો. અને ત્રણ દિવસ સુધી આરાનો કબજો તેમના હાથમાં રહ્યો. ચોથે દિવસે કેપ્ટન ડનવર ૪૦૦ સૈનિકોના સૈન્ય સાથે આરાનું રક્ષણ કરવા માટે ચડી આવ્યો. પણ તેના સમાચાર કુંવરસિંહને પ્રથમથી જ મળી ગયા હોવાથી તે પોતાના ચુનંદા સૈનિકો સાથે આંબાવાડીમાં છુપાઈ રહ્યો. ને જ્યારે ડનવર પોતાના સૈન્ય સાથે ત્યાંથી પસાર થતો હતો ત્યારે તેણે એકદમ તેમની ઉપર હુમલો કર્યો. ડનવર મરાયો ને કેવળ પચ્ચાસ સૈનિકો જ જીવતા નાસી જવા પામ્યા.

આ પછી મેજર આયર મોટી સેના લઈને આવ્યો. બીબીગંજ સમીપ રાજાકુંવરસિંહની સેના સાથે મેજરની સેનાનો ભેટો થયો. મેજર આયર સાહેબ હારવાની તૈયારીમાં જ હતા પણ તેવામાં લડાઈએ રંગ બદલ્યો અને પરિણામે કુંવરસિંહને પીછેહઠ કરવી પડી. આમ બે દિવસે આરા ફરી વાર અંગ્રેજોના હાથમાં જઈ પડ્યું.

રાજાકુંવરસિંહ હવે જગદીશપુર તરફ પાછો ફર્યો, પરંતુ આયરે તેની પૂંઠ પકડી. કેટલાક દિવસના સંગ્રામ બાદ કુંવરસિંહને ફરી હારવું પડ્યું. તે બહાદુરીથી લડ્યો હતો, પરંતુ પ્રતિકૂળ સંજોગોને લીધે તેની હાર થતાં તેણે જગદીશપુર ગુમાવી દીધું.

હવે વૃદ્ધ કુંવરસિંહ બારસો સૈનિકો ને પોતાની રાણીઓ સાથે જગદીશપુરથી નાસી છૂટયો, ને આજમગઢથી પચ્ચીસ માઇલ દૂર અતરૌલિયા ગામમાં થાણું જમાવ્યું.

અંગ્રેજોને તેના આ છૂપા આવાસના સમાચાર મળતાં મિલમૈનને બે તોપો ને કેટલાક સૈનિકો સાથે તેને કેદ પકડવા મોકલવામાં આવ્યો. અતરૌલિયાના મેદાનમાં જબ્બર જંગ જામ્યો. મિલમૈન જીતવા લાગ્યો. કુવરસિંહને અહીં પણ પીછેહઠ કરવી પડી જીતની ખુશાલીમાં હવે મિલમૈને પોતાના સૈનિકોને આરામ કરવાની અને ખોગાક બનાવવાની રજા આપી. આ તકનો લાભ લઈ કુવરસિંહે અચાનક તેમની ઉપર છાપો માર્યો ને અંગ્રેજ સૈનિકોનો કચરઘાણ વાળી નાખ્યો. મિલમૈન જીવ લઈને નાઠો ને બીજા સૈનિકોએ કૌશિલામાં આશરો લીધો. આ લડાઈમાં કુંવર-સિંહનો વિજય થયો હતો. કુંવરસિંહના હાથમાં ઘણી તોપો અને લશ્કરી સામગ્રી આવી ગઈ હતી પાછળથી માલૂમ પડ્યું હતુ કે મિલમૈન હવે આજમગઢ તરફ નાસી છૂટયો હતો.

મિલમૈનની હાર થયાના સમાચાર અંગ્રેજોને મળતાં એક સેના કાશીથી ને બીજી ગાઝીપુરથી, આજમગઢ મિલમૈનની સહાયતાર્થે કર્નલ ડેન્સના નેતૃત્વ નીચે આજમગઢ તરફ જવા નીકળી પડી.

રાજાકુવરસિંહનુ આ હિલચાલની જાણ થઈ હતી, એટલે તે પણ તૈયાર થઈ ગયો. આજમગઢથી થોડે દૂર કર્નલ ડેન્સ ને તેની વચ્ચે યુદ્ધ શરૂ થયુ એમાં પણ કુવરસિંહનો વિજય થયો. ને તેણે આજમગઢમાં પ્રવેશ કર્યો, ને ત્યાં એક લશ્કરી ટુકડી મૂકીને બનારસ તરફ આગેકૂચ શરૂ કરી.

લોર્ડ કેનીંગ રાજાકુવરસિંહની વિજયપરપગથી અને

બનારસ તરફ તેની આગે કૂચના સમાચાર સાંભળીને ગભરાઈ ગયો હતો. તેણે લોર્ડ માર્કરને સેના ને તોપો સાથે કુંવરસિંહનો સામનો કરવા માટે રવાના કર્યો. કુંવરસિંહ તેની સામે પણ લડયો એક સફેદ ઘોડા પર સ્વાર બની વયોવૃદ્ધ કુંવરસિંહે જે વીરતા દાખવી હતી તે અજોડ હતી. ઘમસાણ યુદ્ધ જામ્યું. અને તેમાં પણ લોર્ડ માર્કરનો પરાજય થયો. તે નાઠો. કુંવરસિંહે તેનો પણ પીછો પકડયો, ને આખરે તેને કેદ કર્યો

લોર્ડ રમાર્ક ને લેગર્ડની સેનાઓ અંગ્રેજ સેનાઓની કુમકે આવી રહી હતી આ જાણીને કુંવરસિંહે લેગર્ડની સેના, જે તાનુ નદી પાર કરી આઝમગઢ તરફ આવી રહી હતી, તેનો મુકાબલો કરવાનો પ્રથમ નિશ્ચય કર્યો ને પોતે થોડા સૈનિકો સાથે ગાઝી-પુર તરફ રવાનો થયો લેગર્ડ કુંવરસિંહની નાની સેના જોઈ હર્ષમાં આવી ગયો. ને આ લડાઈ તો જિતાશે જ એમ ધારી, નિશ્ચિંત બન્યો પણ રાજાકુંવરસિંહની સેનાએ ધીમે ધીમે પીછે હઠ કરીને મુખ્ય સેના સાથે ભળી ગઈ લેગર્ડને પહેલાં તો આ ચાલબાજીની ગંધ ન આવી પરંતુ પછી તેને જ્યારે આ માલૂમ પડ્યું, ત્યારે તેણે કુંવરસિંહનો બાર માઈલ સુધી પીછો પકડ્યો પણ તે હાથમાં ન આવ્યો. આ જ રીતે નઘઈ નામના ગામ આગળ સેનાપતિ ડગ્લાસ સાથે પણ કુંવરસિંહને મુકાબલો કરવો પડ્યો હતો. તેમાં પણ કુંવરસિંહનો વિજય થયો હતો

વૃદ્ધ કુંવરસિંહ હવે ચેતન રીતે લડાઈઓ લડી લડીને થાકયો હતો. જગદીશપુર જવાનો અને ત્યાં થોડો વખત આરામ કરવાનો તેનો વિચાર હતો. પણ ગંગા પાર કરી જગદીશપુર જવું સહેલું ન હતું

ડગ્લાસ કુંવરસિંહનો બરાબર પીછો લઈ રહ્યો હતો. હવે

ગંગા નદી પાસે પહોંચીને કુંવરસિંહે એવી અફવા ફેલાવી દીધી કે તેની સેના બલિયા પાસે હાથીઓ ઉપર બેસીને ગંગા નદી પાર કરશે.

અંગ્રેજ સેના બાલિયા આગળ એકત્રિત થઈ ગઈ. પરંતુ કુંવરસિંહ ત્યાંથી સાત માઇલ દૂર શિવપુરી ઘાટ પાસેથી રાતો-રાત હોડીઓમાં બેસીને ગંગા નદી પાર કરી ગયો. અંગ્રેજ સેનાને આ વાતની ખબર પડતાં જ શિવપુરી પહોંચી ગઈ. કુંવર-સિંહની આખી યે સેના નદી પાર કરી ગઈ હતી પણ છેલ્લી નાવ રહી ગઈ હતી, આ છેલ્લી નાવમાં કુંવરસિંહ હતો. એવામાં અંગ્રેજ સેના આવી પહોંચી. નાવ ગંગાની મધ્યમાં હતી; ત્યાં એક ગોળો કુવરસિંહના હાથ પર લાગ્યો કુવરસિંહનો આ હાથ નકામો થઈ ગયો. આખા શરીરમાં ઝેર ન ચડી જાય તે માટે તેણે તરત જ પોતાનો તે હાથ કાપી ગંગાજીમાં ફેંકી દીધો. ને ગંગા પાર કરી દીધી. આ રીતે અંગ્રેજો ગંગાની પેલી પાર તેનો પીછો ન કરી શકયા ગંગાની સામી બાજુએ કેટલાક માઈલ દૂર જગદીશપુરની રાજધાની હતી.

ભાઈ અમરસિંહની સહાયતાથી કુંવરસિંહે આઠ મહિને જગદીશપુરનો ફરીથી કબજો મેળવ્યો આરાના અંગ્રેજ અમલ-દારો ચકિત થઈ ગયા પણ તેઓ આ વિજય સહન ન કરી શકયા. કુંવરસિંહના વિજયને હજી ૨૪ કલાક પણ વીત્યા ન હતા એવામાં લી ગ્રેન્ડે ફરીથી જગદીશપુર છાપો માર્યો, બને ભાઈ-ઓએ મળીને તેને હરાવ્યો ને તેમને મોટા પ્રમાણમાં તોપો ને યુદ્ધસામગ્રીઓ મળી ગઈ.

આ પ્રમાણે ૧૮૫૮ માં રાજાકુવરસિંહ ફરીથી જગદીશ-પુર રિયાસત પર રાજ્ય કરવા લાગ્યો. આ વિજયની ખુશાલીમાં

૨૬ મી એપ્રિલે જગદીશપુરની જનતા સ્વાધીનતા–દિન ઊજવવાની હતી પણ તેવામાં કમનસીબે તા. ૨૩ મી એપ્રિલ ૧૮૫૮ના દિને રાજકુંવરસિંહની તબિયત એકાએક બગડી ગઈ અને તેમના મહાલયમાં જ તેમનું અવસાન થયું પણ તે પહેલાં તો તેઓ પોતાના રાજ્યને ને પ્રજાને અંગ્રેજોના અધિપત્યમાંથી છોડાવીને સ્વતંત્ર બનાવી ચૂક્યા હતા.

# ખુદીરામ બોઝ

અંગ્રેજી શિક્ષણનો પ્રભાવ સૌથી પ્રથમ બંગાળ પર પડ્યો. અંગ્રેજી સંસ્કૃતિ અને સભ્યતાના સમાગમમાં આવીને રાજા રામમોહનરાય જાણી શક્યા હતા કે ભારતની ઉન્નતિ વિદેશી સમાજોના સંસ્પર્શમાં આવીને, વિદેશી વિચારધારાઓથી પરિચિત બનીને જ થઈ શકે તેમ છે. એથી તેઓ પોતાના મંતવ્ય મુજબ ભારતીય શિક્ષણ પદ્ધતિમાં પાશ્ચાત્ય વિચારધારાઓના પ્રભાવને અત્યંત ઉપયોગી અંગ સમજ્યા. તેમના જ પ્રયાસોથી બંગાળમાં અંગ્રેજી શિક્ષણનો પ્રચાર થયો અને અંગ્રેજી શિક્ષણને કારણે પાશ્ચાત્ય ક્રાન્તિકારી ભાવનાઓએ પણ બંગાળના હૃદયને આવરી લીધું. પાશ્ચાત્ય સભ્યતાના સંસ્પર્શથી નાના પ્રકારના આઘાત-પ્રત્યાઘાતો થવાથી નવીન જાગૃતિનો જન્મ થયો પરિણામે બંગાળામાં ક્રાન્તિકારી વિચારોની સૃષ્ટિ રચાઈ. સમયની સાથે લોકો પોતાના ક્રાન્તિકારી વિચારોનો જનતામાં પ્રચાર કરવા લાગ્યા. આવા ક્રાન્તિકારી વિચારો ધરાવનારા જૂથનું મુખ્ય કેન્દ્ર કલકત્તા હતું.

સને ૧૯૦૮ના એપ્રિલની તા. ૩૦મીનો એ દિવસ હતો. એ દિવસે એક બાળકે બોમ્બ ફેંકી એક અંગ્રેજનું ખૂન કરવા પ્રયત્ન કર્યો અને સૌથી પ્રથમ વિપ્લવવાદની ઘોષણા કરી. આ બાળકનું નામ હતું ખુદીરામ બોઝ!

ખુદીરામ ૧૮૯૧માં કલકત્તાના પરામાં એક કાયસ્થ કુટુંબમાં જન્મ્યો હતો. ખુદીરામ બાળક હતો. આ બનાવ વખતે તે કલકત્તામાં જ ભણતો હતો. એ અરસામાં કલકત્તા હાઇકોર્ટના જજ મિ. કીંગ્સ ફોર્ડે કલકત્તાના કેટલાક ક્રાન્તિકારી વિચાર ધરાવતા વિદ્યાર્થીઓને દંડની સજા કરી હતી. તે એકેએક ક્રાન્તિકારીને શોધી શોધીને તેમનો નાશ કરવાની યોજના વિચારી રહ્યો હતો. એટલે વિપ્લવવાદીઓએ તેનો નાશ કરવાનો નિશ્ચય કરી લીધો. ને એ કામ પાર પાડવા માટે ક્રાન્તિકારીઓએ પ્રફુલ્લ કુમાર ચા અને ખુદીરામ બોઝની નિમણૂંક કરી હતી.

મિ. કિંગ્સ ફોર્ડની બદલી હવે કલકત્તાથી મુઝફરપુર થઈ હતી. એથી આ બંને વીરો મુઝફરપુરની ધર્મશાળામાં ઊતર્યા. દસ પંદર દિવસ દરમિયાન તેમણે કિંગ્સ ફોર્ડની હિલચાલ ને દિનચર્યાનું બારીક અવલોકન કરી લીધું. કિંગ્સ ફોર્ડ કયા રંગની ગાડીમાં ફરે છે, બહાર નીકળવાનો ચોક્કસ સમય કયો છે, કયા માર્ગે તે વધુ પ્રમાણમાં જાય છે ? વગેરેની માહિતી તેમણે મેળવી લીધી. અને આખરે કિંગ્સ ફોર્ડ જ્યારે કલબમાં જાય તે સમયે પોતાની ફરજ પૂરી કરવી, એવો તેમણે દૃઢ નિશ્ચય કર્યો.

કેટલા યે દિન બરાબર પ્રતીક્ષા કર્યા કરવા છતાં તેમને પોતાનું કામ પાર પાડવાનો મોકો મળ્યો નહિ.

તા. ૩૦મી એપ્રિલની એ રાત હતી, આઠ વાગ્યાનો સમય હતો. એકાએક સડકની મધ્યમાં જોરથી ધડાકો થયો. અને બીજી જ પળે શહેરમાં વીજળીની માફક અફવા ફેલાઈ ગઈ કે શહેરના અંગ્રેજ વકીલ મિ. કેનેડીની મોટર પર કોઇએ બોમ્બ ફેંક્યો છે. પરિણામે તેની પુત્રી અને ગાડીનો હાંકવાવાળો મરણ પામ્યા છે. મિ. કેનેડી સખ્ત રીતે ઘાયલ થયો હતો, અને તેની પત્ની પણ બચે તેવી સ્થિતિમાં ન હતી.



ખુદીરામ બોઝ

આર્ગ ન સૂઝતા તેણે પોતાની જાત પર જ ગોળી છોડી આત્મ-હત્યા કરી આમ તેણે આ લોકોની માનવલીલા સમાપ્ત કરી દીધી.

પેલા જમાદારનું પણ પાછળથી ક્રાન્તિકારીઓના હાથે કલકત્તામાં જ ખૂન થયું હતું તેનું નામ નંદલાલ બેનરજી હતું

મુઝફ્ફરપુરની કોર્ટમાં ખુદીરામ બોઝ પર મુકદ્દમો શરૂ થયો. અદાલતમાં ભારે ભીડ જામતી હતી સૌ કોઈ ખુદીરામની કેફિયત સાભળવા ઉત્સુક હતા મેજિસ્ટ્રેટ પણ શકાશીલ હતો કે, સત્તર વર્ષનો નાદાન ભોળો બાળક તે આવુ અઘોર કૃત્ય કદી કરી શકે ખરો !

'તે બોમ્બ ફેંક્યો હતો એ વાત શુ સાચી છે?' મેજિસ્ટ્રેટે પૂછ્યુ

'હાજી મે જાતે જ બોમ્બ ફેંક્યો હતો પરિણામે જેની મે હત્યા કરવા ધારી હતી તેને બદલે બીજી જ વ્યક્તિઓની હત્યા મારે હાથે થઈ ગઈ હતી '

ખુદીરામ બોઝને ફાંસીની સજા ફરમાવવામા આવી

કેટલીક વ્યક્તિઓએ આ સજા સામે અપીલ નોધાવી હતી પણ તે રદ કરવામાં આવી

તા ૧૧મી ઓગસ્ટ ફાંસીની સજા અમલમાં મૂકવા માટેનો દિન ઠેરવવામાં આવ્યો હતો

જેલમાં પણ તે સ્વસ્થ ને પ્રફુલ્લ ચિત્તે રહેનારે સ્વપ્ને પણ મૃત્યુનો ભય સેવ્યો ન હતો

તા ૧૦મી ઓગસ્ટે જેલના ડાકટરે તેને કેરી ખાવા આપી. કેરી ખાઈ ગોટનો ફેકી દઈ કેરીની છાલ મોઢેથી ફુલાવી જાગી-માં જાણે કેરી ખાધી જ ન હોય તેવી રીતે મૂકી દીધી.

તેને પોતાની અસફળતા માટે ભારે ખેદ થયો. તે આવેશમાં જ બોલી ઊઠ્યો, 'તો શું કિંગ્સ ફોર્ડ નથી મરાયો?'

સ્ટેશન માસ્તરને તેના પર વહેમ આવ્યો. તેને કેદ કરવાનો હુકમ આપ્યો.

ખુદીરામ જોતજોતામાં નાઠો. ત્રણ માઈલ સુધી તો તે તેમના હાથમાં આવ્યો નહીં. એક તો રાતનો થાકેલો ને તેમાં ત્રણ માઇલ સુધી બે પોલીસો પાછળ પડ્યા હતા, છતાં તે હિંમત હાર્યો નહિ. તેની પાસે બે પિસ્તોલ હતી. એક ભરેલી હતી અને એક ખાલી હતી. ને ત્રીસ કારતૂસો હતી. તે પાછો ફર્યો ને એક પોલીસને ગોળીએ વીંધી દીધો. પણ વ્યર્થ. આખરે તે કેદ પકડાયો.

તેને મુઝફરપુર ખાતે પાછો લઈ જવામાં આવ્યો. ખુદીરામ બોઝની ગિરફતારીના સમાચાર સારાયે દેશમાં વીજળીવેગે ફેલાઈ ગયા. સારું યે મુઝફરપુર નગર તેને જોવા ઊલટ્યું હતું. તેના હોઠ પર સ્મિત ફરકતું હતું, ચહેરા પર ભોળપણ તરવરતું હતું, નયનમાં નિર્ભયતા ઝળકતી હતી, સત્તર વર્ષની નાની ઉમરનો યુવાન આવું કૃત્ય કરે?...કોઈને ય વિશ્વાસ બેસતો ન હતો. પણ તે સત્ય હતું.

પ્રફુલ્લચંદ્ર આ નાસતો ભાગતો સમસ્તીપુર પહોંચ્યો હતો.

એ ટ્રેનમાં હતો. તેની સામે જ એક જમાદાર બેઠો હતો. જમાદાર મુઝફરપુરની બિના જાણતો હતો. પ્રફુલ્લચંદ્રને જોતાં તેને શંકા ગઈ. પ્રફુલ્લચંદ્ર પણ તેના પરથી સમજી ગયો. બીજા સ્ટેશનથી જમાદારે વધુ પોલીસ મદદ માટે તાર કર્યો.

ત્રીજા સ્ટેશને તેને પકડવાનો પૂરતો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો, ત્યાં પકડનાર એ સિપાઈ પર તેણે ગોળી છોડી પણ નિશાન ખાલી ગયું. એટલે તેને બચવાનો બીજો કોઈ

માર્ગ ન સૂઝતાં તેણે પોતાની જાત પર જ ગોળી છોડી આત્મહત્યા કરી. આમ તેણે આ લોકોની માનવલીલા સમાપ્ત કરી દીધી.

પેલા જમાદારનું પણ પાછળથી ક્રાન્તિકારીઓના હાથે કલકત્તામાં જ ખૂન થયું હતું. તેનું નામ નંદલાલ બેનરજી હતું.

મુઝફ્ફરપુરની કોર્ટમાં ખુદીરામ બોઝ પર મુકદ્દમો શરૂ થયો. અદાલતમાં ભારે ભીડ જામતી હતી. સૌ કોઈ ખુદીરામની કેફિયત સાંભળવા ઉત્સુક હતા. મૅજિસ્ટ્રેટ પણ શંકાશીલ હતો કે, સત્તર વર્ષનો નાદાન ભોળો બાળક તે આવું અઘોર કૃત્ય કદી કરી શકે ખરો !

'તેં બોમ્બ ફેંક્યો હતો એ વાત શું સાચી છે?' મૅજિસ્ટ્રેટે પૂછ્યું.

'હાજી મેં જાતે જ બોમ્બ ફેંક્યો હતો. પરિણામે જેની મેં હત્યા કરવા ધારી હતી તેને બદલે બીજી જ વ્યક્તિઓની હત્યા મારે હાથે થઈ ગઈ હતી.'

ખુદીરામ બોઝને ફાંસીની સજા ફરમાવવામાં આવી.

કેટલીક વ્યક્તિઓએ આ સજા સામે અપીલ નોંધાવી હતી પણ તે રદ કરવામાં આવી.

તા. ૧૧મી ઑગસ્ટ ફાંસીની સજા અમલમાં મૂકવા માટેનો દિન ઠેરવવામાં આવ્યો હતો.

જેલમાં પણ તે સ્વસ્થ ને પ્રફુલ્લ ચિત્તે રહેનારે સ્વપ્ને પણ મૃત્યુનો ભય સેવ્યો ન હતો.

તા. ૧૦મી ઑગસ્ટે જેલના ડાક્ટરે તેને કેરી ખાવા આપી. કેરી ખાઈ ગોટલો ફેંકી દઈ કેરીની છાલ મોઢેથી ફુલાવી જાણે-માં જાણે કેરી ખાધી જ ન હોય તેવી રીતે મૂકી દીધી.

ડાક્ટરે પાછા ફરીને પૂછ્યું કે 'કેમ બોઝ કેરી નથી ખાધી ?'

'સાહેબ કેરી તો ખાઈ ગયો. એ તો ફુલાવેલી છાલ છે છાલ !'

'આ બાળક ખરેખર વિચિત્ર લાગે છે.' ડાક્ટર મનમાં ને મનમાં બબડ્યો.

તા. ૧૧ મી ઓગસ્ટ ૧૯૦૮ ની સવાર આવી પહોંચી. દિનચર્યા મુજબ ખુદીરામે નિત્યકર્મ કર્યું. ગીતાના શ્લોક વાંચી ગયો

ને એ જ ગીતા હાથમાં લઈ ને તે હસ્તે મુખડે ફાંસીને માચડે ચડી ગયો. મૃત્યુપાશ ગળામા પડતાં જ જોતજોતામાં તેનું પ્રાણપખેરું ઊડી ગયુ

શ્રી બોઝની અંત્યેષ્ટિ ક્રિયા કરવાની પરવાનગી જજે કાલિદાસ બાપુને આપી હતી.

સુગંધિત ચંદન પુષ્પની માળાઓથી શણગારેલા તેમના મૃતદેહને સ્મશાન ઘાટ તરફ લઈ જવામાં આવ્યો ત્યારે જનતા પાણીની રેલની જેમ ઊલટી પડી હતી

'વંદેમાતરમ્'ની ગર્જનાથી આકાશ ભેદાઈ જતું હતું (તે સમયે 'વંદેમાતરમ્' બોલવુ તે ગુનો હતો) સરકારે પોતાના દમનનો પોલાદી પંજો પ્રજા પર જમાવેલો હતો. એટલે 'વંદેમાતરમ્' ઉચ્ચારવું એ મોટા સાહસની વાત ગણાતી હતી.

જોતજોતામાં ચિતા ભડભડવા લાગી. મૃતદેહ ક્ષણ ભરમાં લાલ થઈ ગયો જનતાએ રાખને સંઘરી. આ રીતે ખુદીરામ બોઝ ભારતનાં હૃદયનો ઉપાસ્ય દેવ બની ગયો.

## શ્રી કન્હાઈલાલ દત્ત

ભારતમાતાની ગુલામીની બેડીઓ તોડવા માટે જેજે વ્યક્તિઓએ સફળ યા અફળ પ્રયત્નો આદર્યા છે તેમાં શ્રી કન્હાઈલાલ દત્તનું નામ અગ્રસ્થાન ધરાવે છે. બંગાળની વીર પુરુષોની ભૂમિએ જેને જન્મ આપ્યો, જેનાં સાહસ અને વીરતા અજોડ છે, એવા કન્હાઈલાલ દત્તને ધન્ય છે!

દત્તનો જન્મ સને ૧૮૮૭માં થયો હતો. બાળપણથી જ તેના રંગઢંગ ન્યારા હતા. તેની પ્રત્યેક વાતો વિચિત્ર હતી. ગમે તે કામ હોય પણ તેમાં તે અગ્ર ભાગ ભજવવા જ ટેવાયેલો. ભણવામાં તે પહેલી પંક્તિમાં જ રહેતો. શાળામાં સહપાઠીઓને ને શિક્ષકોને સૌ કોઈને તેની ચાહના હતી.

તેનો જન્મ શ્રીમંત કુટુંબમાં થયો હતો. પણ તેનામાં વિલાસપ્રિયતા ન હતી, તેમ તે સુકુમાર પ્રકૃતિનો પણ ન હતો. તેના હૃદયમાં ગરીબો માટે દયા હતી. તે દુઃખી પ્રત્યે અત્યંત સ્નેહ અને સહાનુભૂતિ ધરાવતો હતો. કર્તવ્યનિષ્ટા તો તેની રગ-રગમાં ભરેલી હતી. કોઈને તે પુસ્તકો ખરીદીને ભેટ આપતો તો કોઈને વસ્ત્રો ખરીદીને પણ આપી દેતો.

કોઈને વિપત્તિમાં આવી પડેલાં જોતાં તેના હૃદયમાં કરુણાનો સાગર ઊભરાઈ જતો. આવા વિશેષ ગુણોને લીધે તેની ભાવના

દેશસેવા તરફ પલટાઈ અને માતૃભૂમિ માટે તેણે પોતાના દેહનું પણ બલિદાન આપી દીધું.

કનાઈલાલ દત્ત મુંબઈની યુનિવર્સિટીના સ્નાતક હતા. 'નોકરીની શોધમાં કલકત્તા જાઉં છું' કહી તેમણે મુંબઈ છોડ્યું હતું. પણ તેના દિલની તમન્ના તો કંઈ અનોખી જ હતી. તે તો કોઈ નવી વસ્તુની શોધમાં હતો.

બંગાળમાં સ્વદેશી આંદોલન બંધ પડી ગયું હતુ છતાં નવ-યુવાનોમાં દેશભક્તિની, ક્રાંતિની, આગ ધધગતી હતી બંગાળા-માં યુવાનો જાન હાથમાં રાખીને વિદેશી સત્તા ઉખેડી નાંખવા સંગઠન સાધી રહ્યાં હતાં. આ સગઠન મૌખિક ન હતુ પણ ક્રિયાત્મક હતુ. શ્રી દત્ત કલકત્તામાં આવી આવા ક્રાંતિજૂથમાં કામ કરવા માંડ્યું ટૂંક સમયમાં તો તે પોતાના જૂથનો પ્રમુખ પણ બની ગયો.

સને ૧૯૦૭માં ચંદ્રનગરમાં વિપ્લવકેન્દ્ર શરૂ થયુ કેન્દ્ર મજબૂત બનાવી તે કલકત્તા પાછો ફર્યો શ્રી દત્તના મિત્ર શ્રી ઉપેન્દ્રનાથ અને શ્રી બારીન્દ્રનાથ માણેક મહોલામાં રહેતા હતા. ધીમે ધીમે કેન્દ્રનું કાર્યક્ષેત્ર વધતું જ ગયુ. ચટગાંવમાં પણ તેવુ કેન્દ્ર શરૂ થયું. અને કનાઈલાલ દત્ત ચટગાંવ વગેરે સ્થળો-એ ફરતો ગયો. તે બોમ્બ બનાવતાં પણ શીખી ગયો.

મુઝફ્ફરપુરમાં જે અપૂર્વ સાહસથી બોમ્બ ફેંકયો અને પરિણામે સને ૧૯૦૮માં ખુદીરામ બોઝને ફાંસી મળી હતી તે બાદ સારા યે બંગાળામાં ક્રાંતિની આગ ભભૂકી ઊઠી. અનેક ક્રાંતિકારીઓને ગિરફતાર કરવામાં આવ્યા. તા. ૨જી મે ૧૯૦૮ને દિવસે ક્રાંતિકારીઓને પકડી લેવામાં આવ્યા ને અલીપુર જેલમાં પૂરી દેવામાં આવ્યા અને તેમના પર મુકદમો પણ શરૂ થઈ ગયો.

જેલમાં પણ આ ક્રાંતિકારીઓ મસ્ત બની હરતાફરતા હતા તેમની સાથે આંગળી ચીંધવાની પણ જેલ અધિકારીઓની નૈતિક હિંમત ન હતી

તેઓ બે કાયદેસર સભાઓ ભરતા, ઠરાવો કરતા, પુસ્તકો વાંચતાં ને એમ આનંદમાં દિવસો ગુજારતા હતા

શ્રી કન્હાઈલાલની દિનચર્યા તેથી ઊલટી જ હતી તે આખો દિવસ સૂઈ રહેતો અગર નિંદ્રા ન આવે તો બીજાઓને સતાવ્યા કરે

એટલામાં ક્રાંતિકારીઓને સમાચાર મળ્યા કે, નરેન્દ્ર ગોસ્વામી તાજ તરફનો સાક્ષી બન્યો છે આ સાભળી ક્રાંતિકારીઓનું લોહી ઊકળી આવ્યુ

શત્રુનો ઘા સહન કરી શકાય, પરતુ પોતાનો આત્મીય સ્વજન ખરે અવસરે વિશ્વાસઘાતી નીવડે તે સહન કરી શકાતું નથી

નરેન્દ્ર ગોસ્વામી માટે અનેક જાતના વિચારોની આપલે કરવામાં આવી તેને મારી નાખવો જોઈએ, એવો અભિપ્રાય સામાન્ય જણાતો હતો

સત્યેન્દ્રકુમાર બસુને નરેન્દ્રનો અત લાવવાનુ કાર્ય સોંપવામાં આવ્યુ, ને તેણે તે જવાબદારી સ્વીકારી પણ લીધી કન્હાઈલાલ દત્ત સૌની વાતો ને સૂચનાઓ સાભળી જ રહ્યો હતો પણ તેણે મનમાં જ નરેન્દ્રનો અત લાવવાની પ્રતિજ્ઞા લઈ લીધી હતી.

એટલામાં સત્યેન્દ્ર કુમારની તબિયત એકાએક બગડી બઈ અને તે બિમાર પડ્યો જેલના અધિકારીઓ તેને ઈસ્પિતાલમાં

લઈ ગયા. સત્યેન્દ્રને ભારે નિરાશા ઊપજી. તેમ છતાં તે પોતાની ફરજ પૂર્ણ કરવાનાં જ સ્વપનાં સેવી રહ્યો હતો. ત્યાંથી જ નરેન્દ્રની સાથે મુલાકાત લીધી. પોતે ત્રાસી ગયો છે. ક્રાંતિકારીઓની રીતિનીતિથી કંટાળી ગયો છે. તે પોતે પણ તાજનો સાક્ષી થવા માંગે છે, એમ કહી તેણે નરેન્દ્રને વિશ્વાસમાં લીધો.

બીજી બાજુ કન્હાઈલાલ દત્તે પણ પેટમાં દુઃખતું હોવાનો ઢોંગ કર્યો. તેને પણ ઇસ્પિતાલમાં રવાના કરવામાં આવ્યો. ત્યાં સત્યેન્દ્રકુમાર તો હતો જ. એક દિવસ નરેન્દ્ર, સત્યેન્દ્ર સાથે વાતચીત કરવા બે યુરોપિયન અંગરક્ષકો સાથે આવ્યો. સત્યેન્દ્ર તાવથી પીડાતો હોવા છતાં પણ એક અંગરક્ષકની રાઇફલ ઝૂંટવી લઈ નરેન્દ્ર પર ગોળી છોડી, પણ તે નિશાન ચૂકી ગયો. અને કેવળ અવાજ જ થયો. તેણે બીજી ગોળી છોડી પણ તે પહેલાં તો અંગરક્ષકોએ તેને પકડી લીધો. તે છતાં સત્યેન્દ્ર ત્રીજો બાર કર્યો, જેથી નરેન્દ્રનો હાથ ઘવાયો ને ડરનો માર્યો તે દૂર હટી ગયો. કન્હાઈલાલ દત્તે જોયું કે, શિકાર નાસી છૂટવાની તૈયારીમાં છે. તેણે તુરત જ નરેન્દ્ર સામે ગોળી છોડી, પણ તે તેના પગમાં જ વાગી. નરેન્દ્ર હવે ભાગ્યો...કન્હાઈલાલે તેનો પીછો પકડ્યો. જેલના દરવાજા પરના પહેરેગીરોએ કન્હાઈલાલના હાથમાં રીવોલ્વર જોતાં જ દરવાજો ખોલી દીધો. ને ઇશારાથી નરેન્દ્ર કઈ બાજુ ગયો તે બતાવી દીધું. નરેન્દ્રને જોતાં જ કન્હાઈલાલે ગોળી ઉપર ગોળી છોડવા માંડી. જેલના સર્વ અધિકારીઓ તેની ભયાનક મૂર્તિ જોઈને ડરી જઈને અવાક્ ઊભા રહ્યા. જેલર પણ પલંગ નીચે છુપાઈ ગયો હતો.

બીજી બાજુ આ જોઈને સત્યેન્દ્રમાં જોશ આવી ગયું હતું.

પછી બંનેએ મળીને નરેન્દ્રને ગોળીથી વીંધી નાખ્યો.

તેમની ગોળી ખતમ થતાં જ તેમને ફરી ગિરફતાર કરી દેવામાં આવ્યા. એ પછી બન્ને ઉપર ખટલો ચાલ્યો. અને ફાંસીની સજા આપવામાં આવી. ૨૦ મી નવેમ્બરે ૧૯૦૮ ના દિને કન્હાઈલાલને અને સત્યેન્દ્રને ફાંસી આપવામાં આવી.

કન્હાઈલાલ સજા સાંભળ્યા પછી ફાંસીને માંચડે ચઢયો. તે અરસામાં તેનું વજન ૧૬ રતલ જેટલું વધી ગયું હતું.

ફાંસીના તખ્તા ઉપર તેને નજરે નિહાળનાર અધિકારીઓના કહેવા મુજબ, કહે છે કે, 'તેના દિવ્ય મુખમંડળ ઉપર વિષાદની ક્ષીણ રેખા પણ નજરે પડતી ન હતી મોતની અંતિમ પળે પણ તે પ્રફુલ્લ હતો.'

મોતીલાલ રાયે તેની અંતિમ ક્રિયા કરી હતી. કન્હાઈલાલ દત્ત વીરતાની મૂર્તિ હતો. તેના અંગેઅંગમાં સ્ફૂર્તિ ટપકતી હતી. નિર્ભયતા તેને વરેલી હતી મૃત્યુ પણ તેના કોમળ શરીર ઉપર પોતાનો પ્રભાવ પાડી શક્યુ ન હતું. અનેક અમાનુષી યન્ત્રણાઓ પણ તેને ડગાવી શકી ન હતી. આવી રીતે તે દિવ્ય મૃત્યુ મેળવીને અમર થઈ ગયો છે.

# મદનલાલ ઢીંગરા

વીસમી સદીના આરંભમાં સ્વદેશી આંદોલન શરૂ થયું હતું. બંગાળ જેમ પંજાબે પણ એ આંદોલનને આવકાર્યું હતું. સ્વાતંત્ર્યપ્રાપ્તિના માર્ગમાં પંજાબ હંમેશા અગ્રગામી જ રહે છે. જ્યારે જ્યારે કોઈ નવીન વિચાર-પ્રવાહ વહેવા માંડે છે કે તુરત જ પંજાબ તેને જરૂર આવકારે છે. પંજાબે સ્વાતંત્ર્ય-યજ્ઞના બલિદાનમાં મહાન ભોગો આપ્યા છે. દેશની પરાધીનતાનો ખ્યાલ બીજા પ્રાંતો કરતાં તેને વિશેષ છે. તેના હૃદયમાં પણ એક અનોખી આગ સળગી રહી છે.

સંસારમાં સઘળાં માનવીઓ એક સરખાં હોતાં નથી. કોઈ વાણીશૂરા હોય છે, તો કર્મનિષ્ઠ પણ હોય છે. બંનેની દેશને અતિશય જરૂર છે, બંને દેશની વિભૂતિ સમાન છે. તેમનાં કાર્યોથી દેશની સુંદરતા અને જ્યોતિમાં અભિવૃદ્ધિ થાય છે. તેમનાં અમર બલિદાન દેશની સાચી સંપત્તિ બની જાય છે.

વીસમી સદીના પ્રથમ અમર શહીદ મદનલાલ ઢીંગરા હતા. ઉજ્જવળ બલિદાનના શ્રીગણેશ કરવાનું માન તેઓ ખાટી જાય છે.

ઢીંગરા કોઈ ઉચ્ચ કુળમાં જન્મ્યા ન હતા તેમને કોઈ મહાન નેતા પણ ન હતા. જેમને શીઘ્ર પ્રસિદ્ધિ મળી શકે તેઓ દેશના

મૂળ સેવક હતા. ને તેમણે જે પણ કાર્ય કર્યું તે ખરેખર પ્રશંસનીય જ છે. તેમણે એકાદ જીવનની હત્યા કરી એટલે જ તેમનુ કાર્ય પ્રશસ્ય છે એમ નથી, પરંતુ તેઓ જે કાર્યને ઉચિત સમજતા હતા તેને માટે પોતાનો પ્રાણ આપી દેવાની તેમનામાં અપૂર્વ ક્ષમતા હતી. પોતે સ્વીકારી લીધેલા સિદ્ધાંતોને ખાતર મરી ફીટવાની તેમનામાં ધગશ હતી, શક્તિ હતી ને એ જ વિચારે તેમણે દેશના ચરણે પોતાના દેહનુ બલિદાન દઈ દીધું.

ઢીંગરાનો જન્મ અમૃતસર જિલ્લાના ખત્રી કુટુબમા થયો હતો તેમના ઘરમાં સસારિક સુખસગવડો પૂરતા પ્રમાણમાં હતી. પજાબ વિદ્યાપીઠમાંની પરીક્ષા બી. એ. પસાર કરી, તેઓ વધુ અભ્યાસ માટે લડન ગયા હતા. ઢીંગરા અત્યત રસિક અને ભાવનાશાળી હતા બગીચા, ફળ ને ફૂલોનો તેમને અતિ શોખ હતો સુદર ઉપવનો અને કુંજોમાં હરવુફરવુ ને વિચારવિનિમય કરવો તેમને ગમતો હતો તેઓ એક અસાધારણ માનવી હતા તેમના ચહેરા ઉપર અનોખુ તેજ ઝળકતુ હતુ એ સમયે ભારતીય સ્વદેશી આંદોલનની લહર લડન પહોચી ગઈ હતી શ્રી. સાવરકરે 'ઇન્ડીઅન હાઉસ' નામના મડળની સ્થાપના કરી હતી મદનલાલ એ સસ્થાના સભ્ય બન્યા ભારતમા સ્વદેશી આંદોલન પર દમનનીતિ આદરવામાં આવ્યાથી, ક્રાંતિકારી દળો અને ગુપ્ત સભાઓ યોજાઈ રહી હતી એટલી હદ સુધી કે, ૧૯૦૮મા અલીપુર ષડયત્ર કેસ ઊભો કરવામાં આ યો હતો અને કન્હાઇલાલ દત્ત, સત્યેન્દ્રનાથ બસુ, બારીન્દ્ર અને ઉલ્હાસ દત્તને દેવાયલી ફાસીના સમાચાર ઠેઠ લડનમાં પહોંચી ગયા હતા

આ સમાચારથી મદનલાલ ઢીંગરા ઉશ્કેરાઈ ગયા હતા. કહેવાય છે કે, એક દિવસ રાત્રે શ્રી સાવરકર અને મદનલાલ લાંબા સમય સુધી કંઈક મત્રણા કરતા રહ્યા દેહનુ બલિદાન

આપવાની શ્રી ઢીંગરાની તમન્ના સાચી છે કે કેમ તેની પરીક્ષા કરવા ખાતર, શ્રી. સાવરકરે મદનલાલને જમીન ઉપર હાથ મૂકી આકાશ તરફ જોવા જણાવ્યું અને અચાનક તેની હથેળીમાં સાવરકરે ચાકુ મારી દીધુ.

પંજાબી યુવાન મદનલાલે એમ છતાં એક હરફ પણ મોઢામાંથી કાઢ્યો નહિ ધૈર્ય અને સાહસની પરીક્ષામાં આ રીતે તેઓ ઉત્તીર્ણ થયા હતા આ પ્રસંગ પછી બન્નેની આંખમાંથી અશ્રુબિંદુ ટપક્યાં અને આલિંગન કરી ઊભા થયા

બીજા દિવસથી મદનલાલે સાવરકરની, 'ઇન્ડીઅન હાઉસ' ની સભામાં આવવાનુ બંધ કરી દીધુ અને ભારતીય વિદ્યાર્થીઓ પાછળ છૂપી પોલીસ મૂકનાર અને તેમની સ્વતંત્રતાને કચડી દેવાનો નિરધાર કરનારા, સર કર્ઝન વાયલીએ સ્થાપેલી ભારતીય વિદ્યાર્થી સભામાં તેઓ દાખલ થયા

મદનલાલનુ આવુ વર્તન જોઈને 'ઇન્ડીઅન હાઉસ'ના અન્ય સભ્યો તેમના પર રોષે ભરાયા, ને તેઓ મદનલાલને દેશદ્રોહી માનવા લાગ્યા

શ્રી સાવરકરે અન્ય સભ્યોને જણાવ્યુ હતું કે, 'મદનલાલે આપણી સભા માટે અતિ પરિશ્રમ સેવ્યો છે અને એમને પરિણામે આ સભા પગભર બની છે આપણે તો તેને ધન્યવાદ દેવો જોઈએ' આમ કહીને તેમણે સૌને શાંત પાડ્યા

૧૯૦૮ ની ૧ લી જુલાઈનો એ દિવસ હતો ઇમ્પીરિયલ ઇન્સ્ટીટ્યુટના વિશાળ હોલમાં એક સભા ભરવામાં આવી હતી. સર કર્ઝન વાયલીએ તેમાં હાજરી આપી હતી

સર કર્ઝન વાયલી બે વ્યક્તિઓ સાથે વાતચીતમાં રોકાયેલા હતા તે જ દરમિયાન ઢીંગરાએ રાઈફલ કાઢી અને તેમના મોઢા

ઉપર ગોળી છોડી. બે ગોળીઓ તેની છાતીમાં પણ મારવામાં આવી અને તુરત જ ત્યાં ને ત્યાં જ કર્જન વાયલી ધરાશાયી થઈ ગયા અને તેમનું પ્રાણપંખેરું ઊડી ગયું. બીજી જ પળે ઢીંગરાને કેદ પકડવામાં આવ્યા. અંગ્રેજો તો તેમના આ કૃત્યની ભારોભાર નિંદા કરવા લાગ્યા પણ એ વીરને આ દુનિયાની માન્યતાની કાંઈ પડવા ન હતી. તે મેરુની જેમ પોતાના ધ્યેય ઉપર અટલ હતા.

મદનલાલ ઢીંગરાના આ કૃત્યનો વિરોધ દર્શાવવા માટે 'ઇન્ડીઅન હાઉસ'માં સભા મળી હતી. શ્રી. સાવરકરે આ સભામાં જણાવ્યું હતું કે, 'હજી તો ઢીંગરા ઉપર મુકદ્દમો ચાલી રહ્યો છે એટલે તેને દોષિત ગણી શકાય...અત્યારના સંજોગોમાં આ અંગેની ચર્ચા અસ્થાને છે.' પણ એવામાં સભાના પ્રમુખ શ્રી વિપીનચંદ્ર પાલે ઢીંગરાનું કૃત્ય વખોડતા પ્રસ્તાવ પર મત લીધો અને પ્રમુખ હજી તો એમ કહી રહ્યા હતા કે, 'પ્રસ્તાવ સર્વાનુમતે સ્વીકારાયેલો જાહેર કરવામાં આવે છે,' ત્યાં તો શ્રીયુત સાવરકર ઊભા થયા, ને ઠરાવની વિરુદ્ધ બોલવા લાગ્યા. એ જ વખતે એક અંગ્રેજ ઊભો થયો ને સાવરકરને એક તમાચો ચોડી કાઢ્યો અને કહેવા લાગ્યો કે, 'અંગ્રેજ લપડાક તે આનું નામ.' તુરત બીજા એક હિંદી નવજુવાને પોતાના હાથમાંની લાકડી એ જ અંગ્રેજના માથામાં મારી ને કહ્યુ, 'હિંદી દંડાનો પ્રતાપ તે આનું નામ.' આ બનાવ બનતાં ત્યાં હોહા જામી પડી અને બૂમાટો ઊઠ્યો કે, 'હિંદીઓએ બૉમ્બ ફેંક્યો છે.' આથી નાસભાગ થઈ રહી ને સભામાં ભંગાણ પડ્યું. પરિણામે ઢીંગરાના કૃત્યને વખોડતો પ્રસ્તાવ અદ્ધર જ લટકી રહ્યો.

મુકદ્દમો ચાલી રહ્યો હતો પણ મદનલાલ બહુ પ્રસન્ન અને શાંત હતા. તેમને મૃત્યુનો ભય નહોતો. તે ખુશમિજાજથી

અદાલતની કાર્યવાહી નિહાળી રહ્યા હતા. તે જોઈ રહ્યા હતા કે, ન્યાયને નામે દુનિયા કેવા કેવા રંગ રચે છે. ત્યાં કેવા કેવાં નાટકો ભજવે છે. અંતમાં તેની કેફિયત નોંધવાનો પ્રસંગ આવ્યો. કેફિયત અતિ મર્મસ્પર્શી હતી. તેમાંનો અગત્યનો ભાગ નીચે મુજબનો હતો.

'હું માનું છું કે મે તે દિવસે જે એક અંગ્રેજ માનવીની હત્યા કરી, તે તો એ ભારતના નવયુવાનોને અપાતી ફાંસી ને કાળા પાણીની નિર્દય સજાઓનો એક અત્યંત તુચ્છ પ્રતિકાર જ છે. આ કાર્ય કરવામાં હું મારા અંતરાત્માના અવાજને જ અનુસર્યો છું. એને માટે મે કોઈની સંમતિ કે સલાહ લીધી નથી. મારી પોતાની ફરજે મને જે બુદ્ધિ સુઝાડી, તે પ્રમાણે હું વર્ત્યો છું. આ ઘટના પાછળ મારે મારી ફરજબુદ્ધિ સિવાય કોઈની પ્રેરણા નથી હું હિંદુ છું. અને હિંદુ તરીકેની ફરજ હું સમજુ છું કે મારા દેશ સાથે ખેલવામાં આવેલો અન્યાય એ ઈશ્વરના અપમાન સમાન છે, મારી માતૃભૂમિનુ અપમાન છે. મે જે કાંઈ કર્યું છે તે દેશભક્તિના આવેશમાં દેશની સેવા અર્થે જ આ કાર્ય કર્યું છે. અને તેથી જો આ તુચ્છ શરીરની દેશને કાજે આહુતિ આપવી પડે, તો તેમાં પણ હુ મારું સદ્‌ભાગ્ય સમજુ છુ.'

તા. ૧૬મી ઓગસ્ટ ૧૯૦૯ના દિને લંડનમાં મદનલાલ ઢીંગરાને ફાંસી દેવામાં આવી. તેઓ 'વંદેમાતરમ્' ગાતા ગાતા, હસતા હસતા ફાંસીને માંચડે ચઢી ગયા હતા.

# માસ્તર અમીરચંદજી અને અવધવિહારીજી

દિલ્હીના ક્રાન્તિકારી બળના બે નેતા હતા, શ્રી અમીરચંદ ને તેમના સાથી અવધ વિહારીજી સને ૧૯૦૮–૧૯૦૯ના અરસાની આ વાત છે એ વખતે સમસ્ત ભારતવર્ષમાં આઝાદી-ની આગ સળગી રહી હતી મોટા મોટા શહેરોમાં વિપ્લવકેન્દ્રો શરૂ કરવામા આવ્યાં હતા અને સર્વત્ર સગઠિત સ્વરૂપે સર્વ કાર્ય થઇ રહ્યુ હતુ. દિલ્હી પણ આ વિપ્લવની આગમાંથી બચવા પામ્યું ન હતુ

માસ્તર અમીરચદજી ધાર્મિક વૃત્તિના માનવી હતા પંજાબી હતા અને દિલ્હીની મીશન હાઇસ્કૂલમાં અધ્યાપક તરીકે કામ કરતા.

આ દરમિયાન તેમને સ્વામી રામતીર્થ સાથે ગાઢ પરિચય થયો સ્વામીજીના ઉપદેશોની તેમના પર તીવ્ર અસર પડી તેઓ તેમના શિષ્ય બન્યા અને સ્વામીજીના ઉપદેશો ને વક્તવ્યનો પ્રચાર કરવા લાગ્યા તેમની રુચિ ધાર્મિક કાર્યો પ્રતિ વિશેષ હતી છતાં તેઓ સસારથી વિરક્ત બન્યા ન હતા સામાજિક સુધારણા અને રાજનૈતિક કાર્યોમાં પણ તેઓ રસ ધરાવતા હતા. ધર્મ ને કર્મ બંનેનો સમન્વય સાધી શકે એવા પુરુષ જવલ્લે જ મળી આવે છે અમીરચદ એવાઓમાંના એક હતા. બંને ભાવના તેમનામાં સમાન રૂપે અસ્તિત્વ ધરાવતી હતી ચારિત્ર્ય-

વાન તો હતા જ સાથે કોમળ હૃદયી પણ હતા વિદ્યાર્થીઓ પ્રત્યે તેઓ પ્રેમભાવથી વર્તતા હતા એટલે શિષ્યો પણ તેમના પ્રતિ અપ્રતિમ શ્રદ્ધા અને ભક્તિ ધરાવતા હતા માસ્તર સાહેબ અંગ્રેજી અને ઉર્દૂના વિદ્વાન લેખક પણ હતા

લાહોરના વિપ્લવ કેન્દ્રમાં લાલા હરદયાળ અગ્રગામી બની કાર્ય કરી રહ્યા હતા તેમની વિચારધારાઓ નવયુવાનોનાં હૃદયોમાં ઉછાળા મારી રહી હતી એક જાતની નવી જાગૃતિ અને નવુ જોમ સર્વત્ર પ્રસરી વળ્યાં હતાં

એ સમયે લાલા હરદયાળ 'ગદર' નામની પત્રિકા પણ પ્રસિદ્ધ કરી રહ્યા હતા આ પત્રિકા દ્વારા વિપ્લવવાદી વિચારોનો ખૂબ પ્રચાર થઈ રહ્યો હતો ધીરે ધીરે માસ્તર અમીરચંદ લાલા હરદયાળના પરિચયમાં આવ્યા અને અમીરચંદ બાદમાં લાલાજીના વિપ્લવવાદી વિચારોના પ્રખર પ્રચારક બની ગયા ક્રાન્તિકારી બીજને અનુકૂળ ક્ષેત્ર મળતાં એ બીજ અંકુરિત થયુ, ને સમય પસાર થતો ગયો તેમ તેમ તે મજબૂત વૃક્ષનુ સ્વરૂપ ધારણ કરતુ ગયુ ટૂંક સમયમાં માસ્તર અમીરચંદની ગણતરી વિપ્લવવાદીઓમાં થવા લાગી

માસ્તર સાહેબ ગંભીર પ્રકૃતિના માનવી હતા જરા જેટલી ગરમી મળતાં દૂધ ઉભરાઈ જાય તેવા તેઓ ન હતા ચૂપચાપ કામ કરવામાં માનતા હતા ને તેમને સાથીદારો પણ તેવા જ વિચારના મળ્યા હતા

તેઓ હસમુખા પણ વધુ હતા તેઓ પોતાને 'બદર' કહેવડાવતા હતા અને કહેતા હતા કે, જો કોઈ દિલ્હીમાં આવે ને મારા મકાનનો પત્તો પૂછે તો બસ એટલુ જ પૂછવુ કે, 'બદર માસ્તરનુ ઘર ક્યાં છે?' આસાનીથી તે બતાવી દેશે.'

લાલા હરદયાળને વિદેશયાત્રાએ જવાનો પ્રસંગ આવ્યો. તેમને ચિંતા થવા લાગી કે, પ્રાંતના વિપ્લવકેન્દ્રના સંચાલનની જવાબદારી કોને સોંપવી? લાલાજીની નજર માસ્તરજી પર પડી ને તેમને એ ભાર સોંપવામાં આવ્યો માસ્તર અમીરચંદને પંજાબના વિપ્લવકેન્દ્રના મુખ્ય સંચાલક બનાવીને તેઓ વિલાયત ગયા.

આ બાજુ દેશમાં બોમ્બ બનાવવાની ને ફેંકવાની પ્રવૃત્તિ જોસભેર ફેલાતી જતી હતી લાહોર અને દિલ્હીમાં સખ્યાબંધ ધરપકડો થઈ ચૂકી હતી

કલકત્તામાં એ સમયે ક્રાંતિકારીઓની એક તપાસમા અવધ-વિહારીનુ નામ બહાર આવ્યુ હતુ કહેવાય છે કે, શ્રી અવધ વિહારી અમીરચંદના અગત સાથી હતા ને તે વાત સાચી પણ હતી

શ્રી. અવધવિહારી પ્રથમ તો માસ્તરના એક વિદ્યાર્થી જ હતા તે પહેલા માસ્તરજીના હાથ નીચે ભણ્યા હતા અને ઉમર લાયક થતાં તે માસ્તર સાહેબના મિત્ર થયા ને સમય જતાં માસ્તર ને શિષ્ય એકરૂપ બની ગયા

શ્રી અવધવિહારીએ બી એ ની પરીક્ષા પાસ કરી લીધી હતી આ વખતે તેમની ઉંમર ૨૩–૨૪ વર્ષથી વધુ ન હતી. નાની ઉંમર છતાં તેમનાં કાર્યો મહાન હતાં થોડા જ સમયમાં તેમને દિલ્હીના વિપ્લવકેન્દ્રની જવાબદારી સોંપવામાં આવી હતી.

કલકત્તામાં જ્યારે તેમનુ નામ બહાર આવ્યુ કે તરત જ તેમના કેસમાં શ્રી અવધવિહારીનું નામ નીકળ્યુ દિલ્હીમાં માસ્તર સાહેબના મકાનમાંથી જ તેમની ધરપકડ કરવામાં આવી હતી.

મુકદ્દમો ચાલતાં તેમની સામે ૧૩ આક્ષેપો મૂકવામાં આવ્યા હતા તેમને ફાંસીની સજા ફરમાવતાં ના જજે ટીકા કરી હતી

કે, 'અવધબિહારીજી ઉંમરે તો કેવળ ૨૫ વર્ષના છે, છતાં તેઓ ઉચ્ચ કેળવણી પામેલા અને બુદ્ધિમાન પુરુષ છે.'

અવધબિહારીજીને ફાંસી દેવાનો તે દિવસ હતો. પ્રાતઃકાળે એક અંગ્રેજ અધિકારીએ પૂછ્યું: 'આપની અંતિમ ઇચ્છા શી છે?'

'મારી એકમાત્ર ઇચ્છા એટલી જ છે કે, હિંદમાંથી અંગ્રેજી રાજ્ય નષ્ટ થઈ જાય.'

'આજે તો શાંતિથી મરો.' અંગ્રેજે ગુસ્સામાં જણાવ્યું

'આજે શાંતિ કેવી? હું તો ઇચ્છું છું કે સારાયે દેશમાં ચારે ખૂણે વિપ્લવની આગ ભભૂકી ઊઠે. એવી આગ ફેલાય કે, તેમાં તમે પણ બળી મરો, અમે પણ બળીએ, ને સાથે સાથે હિંદની ગુલામી પણ તેમાં બળીને ભસ્મીભૂત થઇ જાય!'

ફાંસીના મંચ ઉપર ચઢીને તેમણે પોતે જ ફાંસો પોતાના ગળામાં નાખી દીધો અને 'વંદેમાતરમ્' કહીને તેમણે અમર શાંતિ મેળવી.

અવધબિહારીની ગિરફતારી પછી થી. અમીરચંદ માટે પણ તપાસ શરૂ થઈ હતી. અમીરચંદના મકાનની ઝડતી લેતાં એક બોમ્બની ટોપી ને એક પત્ર મળી આવ્યો હતો, જેની ઉપર એમ. એસ. એવી સહી હતી. પાછળથી માલૂમ પડ્યું કે એ પત્ર દીનાનાથના હાથથી લખેલો હતો.

પછી પૂછવું જ શું? દીનાનાથ નામના પંદરવીસ માનવીઓ પકડવામાં આવ્યા. અંતે પોલીસ ખરા દીનાનાથને પકડી શકી. આ દીનાનાથે ડરના માર્યા વિપ્લવવાદીઓના ગુપ્ત ભેદો જાહેર કરી દીધા. અમીરચંદ ક્યાં છે? તે પણ તેણે જાહેર કરી દીધું. પરિણામે માસ્તર અમીરચંદની પણ ધરપકડ કરવામાં આવી.

'લીબર્ટી લીફલેટ' માટે તેમના પર કામ ચલાવવામાં આવ્યું હતું. એ મુકદ્દમા વખતે દિલ્હીની પ્રખ્યાત વ્યક્તિઓ તેમના બચાવ માટે હાજર થઈ હતી. અને તેમના ઉચ્ચ ચારિત્ર્યની સૌએ મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. કેટલીક વ્યક્તિઓએ સરકાર પક્ષે પણ જુબાની આપી હતી.

ના. જજે પણ તેમને ફાંસીની સજા ફરમાવતાં સ્વીકાર કર્યો હતો કે, 'અમીરચંદજી મહાન કર્તવ્યનિષ્ઠ વ્યક્તિ છે. શોક શું છે એ તો તેઓ જાણતા જ નથી' પણ જે દિવસે અદાલતમાં તેમના જ દત્તક લીધેલા કૃતઘ્ની બેટા સુલ્તાનસિંહે તેમની જ વિરુદ્ધમાં સરકારી સાક્ષી બનીને જુબાની આપી હતી, ત્યારે અમીરચંદને સખ્ત આઘાત લાગ્યો. તેમની આંખમાંથી અશ્રુધારાઓ વહેવા લાગી હતી.

આત્મીય જનનો પ્રહાર હમેશા અસહ્ય જ હોય છે. જે દત્તક પુત્રને તેમણે હજારોની મિલકતનો ઉત્તરાધિકારી બનાવ્યો હતો, તે જ છેવટે બેવફા બન્યો, એટલે પછી પૂછવું જ શું? અને દોષ પણ કોને દેવો?

ફાંસીની સજા સાંભળતાં જ તેમનો ચહેરો ખીલી ઊઠ્યો અને જોરથી હસવા લાગ્યા જાણે કે તેમને પોતે ઇચ્છેલી જ વસ્તુ મળી ગઈ છે.

આમ ગુરુ અને શિષ્ય બંનેએ દેશની વેદી પર પોતાના અમૂલ્ય પ્રાણોનું બલિદાન આપી દીધું.

## સૂફી અંબાપ્રસાદ

સૂફીજી ભારતની એ વિભૂતિઓમાંના એક હતા કે જેમણે ભારતથી દૂરના દેશ ઇરાનમાં પોતાના અલૌકિક ગુણોને લીધે યશ ને ગૌરવ પ્રાપ્ત કર્યું હતું. એ દેશમાં આજે પણ એમના નામનો ઉત્સવ મનાવાય છે ભારતનું નામ રોશન કરનાર એ વીરને વંદન હો !

સૂફી અંબાપ્રસાદનો જન્મ યુક્તપ્રાંતના મુરાદાબાદ શહેરમાં ૧૮૫૮ માં થયો હતો જન્મથી જ તેમનો જમણો હાથ ઠૂંઠો હતો અને એ માટે તે હસતાં હસતાં કહેતા હતા કે 'આ હાથ પાછના વિપ્લવ યુદ્ધમાં અંગ્રેજો સાથે લડતાં લડતાં કપાઈ ગયો હતો અને પુનર્જન્મમાં પણ એ હાથ ઠૂંઠો જ રહી ગયો '

અંબાપ્રસાદે બરેલી, જલંધર, લુધીઆના વગેરે સ્થળોમાં પ્રાથમિક શિક્ષણ મેળવ્યું હતું. બુદ્ધિ તેજ હતી. મેટ્રિક પસાર કરી વકીલાતની પરીક્ષા પસાર કરી હતી, પરંતુ તેમણે વકીલાત કરી ન હતી, કેમકે એમના જીવનનું ધ્યેય કંઈ ઓર હતું. તેઓ ઉર્દૂના પ્રખર લેખક હતા. એમની લેખિનીના જેવી જ એમની વાણીની અપૂર્વ શક્તિ હતી

સૂફીજીએ ૧૮૯૦માં મુરાદાબાદમાંથી 'જામ્યુલ ઇલૂમ' નામનું ઉર્દૂ સાપ્તાહિક પત્ર શરૂ કર્યું. એમના લેખ બહુ પ્રભાવ-

રાળી હતા. હાસ્યરસ તેમનો પ્રિય વિષય હતો, પણ તેમાં ગંભીરતાની ખામી જરા જેટલીયે આવતી ન હતી. એ સમયે પણ તેઓ સરકારી કૃત્યોની સખ્તમાં સખ્ત ટીકા કરતા હતા. તેમનાં આ કાર્યોમાં તેમની ધર્મપત્નીનો પણ સાથ હતો.

સૂફીજીમાં એક વિલક્ષણ શક્તિ હતી અને તે એ કે, તેઓ પગના અંગૂઠાથી કલમ પકડીને ઝડપથી અને સારા અક્ષરે લખી શકતા હતા.

સાત વર્ષના સફળ સંપાદન બાદ સૂફીજી પર સ્થાનિક સરકારે રાજદ્રોહનો આરોપ મૂક્યો. ને તેમને દોઢ વર્ષની સજા કરી. એ સજા ભોગવી આવ્યા પછી તેમણે અંગ્રેજો તરફથી રજવાડાંઓ ઉપર થતા અનુચિત હસ્તક્ષેપો પર સખ્ત ટીકાઓ કરવી શરૂ કરી. ને અંગ્રેજોની ચાલબાજી ઉઘાડી પાડી દીધી એથી અંગ્રેજોએ તેમના પર બીજો મુકદ્દમો શરૂ કર્યો આ સમયે તેમને ૬ વર્ષની સજા થઈ. તેમને જેલમાં અતિશય દુઃખ દેવામાં આવ્યું હતું.

જેલર રોજ આવીને પૂછતો કે 'સૂફીજી, હજી તમે જીવો છો?' પણ સૂફીજી મર્યા નહિ. ૭ વર્ષની સજા ભોગવી તેઓ પાછા ફર્યા, તે સમયે દેશમાં સ્વદેશી આંદોલન જોરશોરથી પ્રસરી રહ્યું હતું. સૂફીજી જેલમાંથી છૂટીને નિઝામ હૈદરાબાદ ગયા, જ્યાં નિઝામ સરકારે તેમનું માનસહિત સ્વાગત કર્યું. નિઝામ સરકારે તેમને રહેવા માટે મકાન બંધાવી આપ્યું પણ સૂફીજી ત્યાં એક દિવસ પણ રહ્યા ન હતા.

ત્યાર પછી તેઓ પંજાબમાં ચાલ્યા ગયા અને લાહોરના 'હિન્દુસ્તાન' નામના ઉર્દૂ પત્રની કચેરીમાં માસિક રૂ. ૬૦)ના પગારે કામ કરવા લાગ્યા. બીજા પત્રો સૂફીજીને બસો-અઢીસો

રૂપિયા પગાર દેવા તૈયાર હતા, પણ તેમણે તેનો સ્વીકાર ન કર્યો. કારણ કે પત્રોની નીતિ, તેમના વિચારોને અનુકૂળ ન હતી. વિચારસ્વાતંત્ર્ય વેચવા તેઓ ઇચ્છતા ન હતા. સૂફીજી અતિશય વાકપટુ ને બુદ્ધિમાન હોવાથી તેમનો પ્રભાવ જનતા પર વધુ પડ્યો હતો.

સરકારે સૂફીજીને જાસૂસી વિભાગમાં કામ કરવા માટે રૂ ૧૦૦)નો માસિક પગાર આપવાની તૈયારી બતાવી હતી. પરંતુ તેમણે સરકારી નોકરી સ્વીકારી નહિ અને દરિદ્રતાને જ પોતાની ચિરસંગની બનાવી દીધી હતી.

જે માણસો સ્વતંત્ર વિચારના હોય છે, તેમને પરતંત્રતાની સાથે કુબેરની સમૃદ્ધિ પણ મળતી હોય તો તેઓ તેને ઠોકરે ઉડાવે છે. સ્વતંત્રતાને દરિદ્રતા જ વહાલી હોય છે. રાણા પ્રતાપે પણ સ્વતંત્રતા માટે જ દરિદ્રતાનો આશ્રય સ્વીકાર્યો હતો. પરતંત્રતામાં રહી રાજ્યસુખ ભોગવવાની લિપ્સા તેમને ન હતી. સરકારની આવા પ્રકારની લાલચો સૂફીજીને તેમના ધ્યેયથી ડગાવી ન શકી.

એ જ અરસામાં પંજાબમાં 'ભારતમાતા' નામની એક સભાની સ્થાપના કરવામાં આવી હતી. સૂફીજી એ સભાના સભ્ય બની અગ્રગણ્ય નેતા તરીકે કામ કરવા લાગ્યા. તેમની ચળવળ પૂરજોસમાં ચાલી. થોડા જ દિવસોમાં ધરપકડો શરૂ થઈ સૂફીજી પોતાના મિત્રો સહિત નેપાળ ચાલ્યા ગયા ત્યાં જંગબહાદુર સાથે મુલાકાત થઈ ને પરિચય વધ્યો. જંગબહાદુર ત્યાંના ગવર્નર હતા.

જંગબહાદુર સૂફીજીની પ્રતિભા પર મુગ્ધ હતા. બન્નેનો પરિચય વધતો ગયો. વાત વાતમાં સૂફીજી જંગબહાદુરને કહેતા કે 'ગુલામ દેશમાં તમે નકામું જીવન ગુમાવી રહ્યા છો.'

સૂફીજીને આશરો આપવા માટે જંગબહાદુરને નોકરી પરથી બરતરફ કરવામા આવ્યા. અને સૂફીજીને ગિરફતાર કરીને લાહોર લાનવામા આવ્યા. પાછળથી તેમને નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યા હતા થોડા વખત સુધી સૂફીજીએ કાંઈ કામ ન કર્યું અને અહીંતહી દેશનુ પર્યટન કરનામાં સમય વ્યતીત કર્યો એમણે પજાબથી 'પેશવા' નામનુ અખબાર શરૂ કર્યું હતુ. એ સમયે સને ૧૯૦૯મા બગાળમાં ક્રાંતિકારી ચળવળ જોશ પર હતી. પંજાબ સરકારને ડર હતો કે, ક્યાંક બગાળના છાંટા પજાબને પણ ન ઊડે સરકારે તકેદારીનાં પગલા તરીકે હવે દમનનીતિ શરૂ કરી પરિણામે લાલા હરદયાળને વિદેશમા ચાલ્યા જવું પડ્યું. સૂફીજી અને તેમના સાથીઓ ઇરાન તરફ નાસી છૂટ્યા. એક સાથીએ ઇનામની લાલચમા સૂફીજીને પકડાવી દેવાનુ બીડુ ઝડપ્યું. પણ, તેની યોજના નિષ્ફળ ગઈ અને પરિણામે તેને જ સરકારે ખોટા આદમી તરીકે કેદ કર્યો.

સરકારે ઇરાનમા પણ સૂફીજીને માટે તપાસ શરૂ કરી એક સ્થળે તેમના રહેઠાણ પર છાપો પણ મારવામા આવ્યો પણ વેપારીઓની મદદથી એક ગાડીમા બેસી તેઓ રફુચક્કર થઈ ગયા, ને એ રીતે અગ્રેજોના હાથમાં ફરી એકવાર સપડાતા તેઓ બચી ગયા

એકવાર એક અમીરના ઘરમાં તેઓ સપડાઈ ગયા હતા. પણ અમીરે તેને બુરખો પહેરાવી દઈને જનાનખાનામાં બેસાડી દીધા. તપાસ દરમિયાન જ્યારે અધિકારીઓ જનાનખાનામાં પ્રવેશવા ગયા, ત્યાં તો ત્યા એકત્ર થયેલા મુસલમાનો કપાઈ મરવાને તૈયાર થઈ ગયા પરિણામ એ આવ્યુ કે, અમલદારોને પાછા ફરવુ પડ્યુ ને સૂફીજી બચી ગયા

પરંતુ થોડા વખત બાદ આફતનાં વાદળાં દૂર થયાં. હવે કોઈ ભયને કારણ નથી એમ એમને લાગતાં ફરી કામ કરવા લાગ્યા. એમણે હવે ' આબે હયાત ' નામે એક ફારસી પત્રની શરૂઆત કરી. ઘણાં પુસ્તકો લખ્યાં અને અંગ્રેજોની ક્રૂર નીતિ ઉઘાડી પાડી.

આ રીતે સૂરીજીની ખ્યાતિ વધવા લાગી. ઈરાનમાં તેઓ લોકમાન્ય નેતા માનવા લાગ્યા. જનતા તેને આકા ( સ્વામી ) સૂરી માનતા હતા.

સને ૧૯૧૫માં અંગ્રેજો ઈરાન પર પોતાનું સાર્વભૌમત્વ સ્થાપિત કરવા ઈચ્છતા હતા. થોડાક લડાઈ–ઝઘડા શરૂ થયા, અને કેટલાયે માનવીઓ ગિરફતાર થયા. દેશમાં ચારે કોર દરોડા પડવા માંડ્યા.

સૂરીજી પણ ગિરફતાર થયા ને તેમને ફાંસીની સજા ફરમાવવામાં આવી. સારાયે ઈરાનમાં ખળભળાટ મચી ગયો. સરકાર પાસે ઈરાનીઓનું પ્રતિનિધિમંડળ દયા માગવા ગયું પણ સરકારે ન માન્યું, ને તેમને જવાબ આપવામાં આવ્યો કે આવતી કાલે સૂરીજીને ગોળાથી વીંધી નાખવામાં આવશે.

સૂરીજી યોગવિદ્યાના પ્રખર અભ્યાસી હતા. તેઓ જેલની કોટડીમાં હતા એ સમય દરમિયાન યોગવિદ્યા દ્વારા પોતાના પ્રાણનો ત્યાગ કર્યો.

સવારે અમલદારો આવ્યા અને જેલની કોટડી ખોલી ત્યારે જોયું કે, સૂરીજી સમાધિસ્થ છે. તેમણે ક્યારે પ્રાણ ત્યાગ્યા, એની કોઈને ખબર ન પડી.

એમના મૃત્યુ–સમાચાર મળતાં ઈરાનીઓએ પ્રચંડ હડતાળ

પાડી હતી. સૂફીજીને ઇરાની રિવાજ મુજબ દાટવામાં આવ્યા ને તેમની કબર ચણવામાં આવી.

આજે ઈરાનમાં સૂફીજીની કબર પર મેળો ભરવામાં આવે છે. કબરનો અર્થ એ નથી, કે તેમણે મુસ્લિમ ધર્મનો સ્વીકાર કર્યો હતો સૂફીજી ચુસ્ત હિન્દુ જ હતા. પણ મુસલમાનો તેમને મહાન ધાર્મિક પુરુષ માની તેમનું અધિક સન્માન કરતા હતા. ઇરાનની પ્રત્યેક વ્યક્તિ તેમના અવસાન-સમાચાર સાંભળીને ગમગીન બની ગઈ હતી. તેઓ મહાન હતા, તેમનું હૃદય ઉદાર હતું.

તેઓ કોઈ એકાદ સમાજની વ્યક્તિ ન હતા. તેમને તો સારુંય જગત પ્યારું હતુ તેઓ તો જનતાના પ્યારા હતા, પ્રાણી માત્ર પર પ્રેમ ધરાવતા હતા. દેશભક્ત સૂફીજીની કબર પર આજ પણ હજારો ઇરાનીઓ પ્રતિ વર્ષે ગુલાબો ચઢાવે છે.

## ભાઈ બાલમુકુન્દ

શીખ જાતિ પોતાની વીરતા અને સાહસપૂર્ણ કાર્યો માટે આજથી નહિ પરંતુ જૂના સમયથી જ પ્રસિદ્ધ છે શિખોએ જે નિર્ભયતાથી મુસ્લિમ સમ્રાટોનો સામનો કર્યો છે, તે કોઈ પણ ઇતિહાસકારથી અજાણ્યુ નથી

ગુરુ તેગબહાદુર, ગુરુ ગોવિન્દસિંહ અને વીર વૈરાગી બંદા બહાદુર, વગેરેને યવનોની પાણીદાર તલવાર ડગાવી ન શકી, ભયભીત ન બનાવી શકી મદાંધ યવનોએ ધર્મને નામે જે રીતે લોહીની નદીઓ વહાવી છે, તે કોઈથી અજાણ્યુ નથી

ઔરંગઝેબ ફરમાન આપે છે કે 'ગુરુ તેગબહાદુરને હાજર કરો.' ગુરુ તેગબહાદુરને હાજર કરવામાં આવે છે ને તેમને કહેવામાં આવે છે કે, 'જો તમને તમારો જાન પ્યારો હોય તો ઇસ્લામ ધર્મનો અંગીકાર કરો '

નીડર પ્રત્યુત્તર આવે છે કે, 'હરગિજ નહીં. મને જાન પ્યારો નથી, ધર્મ પ્યારો છે. આ શરીર તો નશ્વર છે તે રહે કે ન રહે, એથી કંઈ બગડતુ નથી પરંતુ ધર્મ ન રહે તો આલોક અને પરલોક બને બગડે છે વીરોને જાનની પરવા હોતી જ નથી ગુરુ તેગબહાદુરે જીવનને સાટે ધર્મનો સોદો સ્વીકાર્યો. બીજી જ પળે તેમનાં ધડ-મસ્તક પૃથ્વી પર આળોટવા

લાગ્યાં. તે પછી એક નહીં, બે નહીં પણ અસખ્ય માનવીઓએ હસતાં હસતાં પોતાના પ્રાણ ધર્મ ઉપર ન્યોછાવર કરી દીધા છે.

એ પછી એમના પરમભક્ત અને સાથી વીર મતિરામને પણ એ જ પ્રશ્ન પૂછવામાં આવ્યો પણ તેમનામાં શૌર્યની ક્યાં કમી હતી? તેમણે પણ ધર્મને પ્રાધાન્ય આપ્યું અને તેમને રિબાવી રિબાવીને મારી નાખવામા આવ્યા. તેઓ શિખ ધર્મી ન હતા.

શિખ જાતિમા એ દિવસથી જે બીજાના ધર્મ માટે પ્રાણ ન્યોછાવર કરે છે તે વશને ગૌરવશાળી ને ઉચ્ચ માને છે ને તેને 'ભાઈ' શબ્દથી સબોધે છે. એ પછી મતિરામને અને તેમના કુટુબીઓને શિખો 'ભાઈ' કહેવા લાગ્યા 'ભાઈ'–વશે વિપ્લવના ઇતિહાસમાં મોટો ભાગ ભજવ્યો છે.

પજાબના નેતા ભાઈ પરમાનંદ એ જ વશના છે ભાઈ બાલમુકુન્દ પણ મતિરામના જ વશજ હતા

ભાઈ બાલમુકુન્દનો જન્મ સને ૧૮૮૫માં જેલમ જિલ્લાના ચકવાલની પાસેના કોઈક ગામમાં થયો હતો. ત્યાં જ તેમને પ્રાથમિક શિક્ષણ આપવામા આવ્યું હતુ. તે પછી ડી એ. વી. કોલેજ– લાહોરમાં તેઓ દાખલ થયા, ને બી એ ની પરીક્ષા પસાર કરી. તેઓ તીવ્ર બુદ્ધિના ને શુદ્ધ વિચારોના વિદ્યાર્થી હતા બી એ થયા પછી તેમણે દેશસેવાની પ્રતિજ્ઞા લીધી. એ સમયે પજામમાં રાષ્ટ્રીય આંદોલનના સૂત્રધાર શ્રી લાલા લજપતરાય હતા ભાઈ બાલમુકુન્દ લાલાજીના અછૂતોદ્ધારના કાર્યમાં ભાગ લેવા લાગ્યા. જ્યાં અવિદ્યાનો અંધકાર હતો, અને તેમની વાતો સમજનાર જ કોઈ ન મળે એવા દૂર દૂરના ભાગોમાં પણ તેઓ કાર્ય કરવા લાગ્યા. તેમની ઉપર સનાતની ધર્મી વ્યક્તિઓની કદૂરતાની

મોહજાળ તેમના કાર્યને નબળુ બનાવી ન શકી અછૂતોના નામ-ઉચ્ચારણ માત્રથી ધર્માધિકારીઓ પોતાના ધર્મનો નાશ થએલો માનતા હતા, ત્યાં પછી તે સમયે ભાઈ બાલમુકુન્દ સેવાનું કાર્ય કરી રહ્યા હતા વીર પુરુષો કઠોરતા કે કઠણાઈથી ગભરાતા નથી. અનેક મુશ્કેલીઓ હોવા છતાં પણ તેઓ પોતાનુ કાર્ય આગળ ધપાવે જ રાખે છે

એ સમયે પંજાબમાં વિપ્લવી દળના નેતા સરદાર અજિત સિંહજી હતા સૂફી અમ્બાપ્રસાદ તેમના મદદનીશ હતા. લાલા હરદયાળ તાજેતરમાં જ લંડનથી હિંદમાં પાછા ફર્યા હતા અને એ રીતે વિપ્લવવાદમાં ભરતી આવી હતી અસખ્ય નવયુવાનો મેદાને પડી ચૂકયા હતા એમાંના એક ભાઈ બાલમુકુન્દ પણ હતા

કેટલાક સમય બાદ લાલા હરદયાળ ફરી યુરોપ ગયા સરદાર અજિતસિંહ અને સૂફી અમ્બાપ્રસાદ ઇરાન ચાલ્યા જવાથી ભાઇ બાલમુકુન્દ દિલ્હીમાં માસ્તર અમીરચંદ પાસે પહોચી ગયા ને ત્યાં રહી રાજનૈતિક શિક્ષણ ગ્રહણ કરવા લાગ્યા

થોડાક દિવસ પછી લાહોરના વિપ્લવી દળની નેતાગીરી બાલમુકુન્દને સોપવામાં આવી ને તેમણે એ જવાબદારી સ્વીકારી પણ લીધી

સને ૧૯૧૩ના મે માસમાં પંજાબમાં સઘળા સનદી અંગ્રેજ અધિકારીઓનુ લાહોર લોરેન્સ ગાર્ડનમાં અધિવેશન મળ્યુ હતુ. આ સર્વનો નાશ કરવા માટે વિપ્લવવાદીઓ તરફથી ત્યાં બોમ્બ મૂકવામાં આવ્યો હતો, ને તે વખતસર ફૂટયો પણ ખરો, પણ એક ચપરાસી મરી ગયા સિવાય વધુ કંઈ નુકસાન થયુ નહીં બોમ્બ મૂકનાર કોણ હતુ તે કોઈને ખબર પડી નહીં.

સને ૧૯૧૨માં લોર્ડ હાર્ડિન્જ પર પણ બોમ્બ ફેંકવામાં

આવ્યો હતો, અને એટલામાં ૧૯૧૩માં આ બનાવ બન્યો, એટલે ચારેકોર હાહાકાર થઈ ગયો હતો. અંગ્રેજો વધુ સાવધ બન્યા, ને ચારે તરફ જાસૂસોનાં ટોળાં ફરવા લાગ્યાં. ધરપકડો મોટા પાયા પર શરૂ થઈ. કલકત્તાની રાજાબજારની તપાસમાં અવધવિહારીજીનું નામ બહાર આવ્યું. તેમાંથી દીનાનાથનો પત્તો લાગ્યો અને દીનાનાથે ભાઈ બાલમુકુન્દના નામની જાહેરાત કરી દીધી.

એ સમયે ભાઈ બાલમુકુન્દ જોધપુરમાં રાજકુમારોને શિક્ષણ આપવાનું કાર્ય કરી રહ્યા હતા. જોધપુરમાંથી ભાઈ બાલમુકુન્દને અને તેમના સાથીઓને ગિરફતાર કરીને દિલ્હી ખાતે લાવવામાં આવ્યા.

જોધપુરમાં જે ઘરમાં ભાઈ બાલમુકુન્દ રહેતા હતા તે ઘરની જમીન પાંચ પાંચ ફૂટ જેટલી ખોદી નાખવામાં આવી. છાપરાની છત તોડી નાખવામાં આવી ને ઘર રહેવા માટે નકામું બનાવી દેવામાં આવ્યું, જોકે આ ઘરમાંથી કોઈ જાતની ક્રાન્તિકારી હિલચાલ થતી ન હતી, તેમ છતાં આ પ્રમાણે કરવામાં આવ્યું હતું.

હવે ભાઈ બાલમુકુન્દ પર દિલ્હીમાં મુકદ્દમો શરૂ થયો. એ સમયે ક્રાન્તિકારો તરફ સહાનુભૂતિ દાખવવાની કે 'વંદેમાતરમ્' બોલવાની પણ કોઈની હિંમત ન હતી.

વકીલો પણ તેમના બચાવપક્ષે ઊભા રહેવામાં જોખમ માનતા હતા. સરકાર સામે ઊભા રહેવાની તેમની નૈતિક હિંમત ન હતી. એવે વખતે ભાઈ પરમાનંદજી એમ. એ. બાલમુકુન્દના વકીલ તરીકે ઊભા રહ્યા. એમની નૈતિક હિંમતને ધન્યવાદ! છતાં

પરિણામ તો જે આવવાનું હતું તે જ આવ્યું. ભાઈ બાલમુકુન્દને ફાસીની સજા ફરમાવવામાં આવી.

સજા સાંભળી ભાઈ બાલમુકુન્દે પ્રસન્ન ચિત્તે જાહેર કર્યું કે 'આજે મને અત્યંત આનંદ થાય છે કે હું મારા દેહનું બલિદાન માતાને ચરણે દઈ શકું છું. મારા પૂર્વજ ભાઈ મતિરામે સ્વતંત્રતા માટે પ્રાણની આહુતી આપી હતી એ આહુતીને પ્રજ્વલિત રાખવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થાય છે તે માટે હું ગૌરવ માનું છું.'

ભાઈ પરમાણુદે તે પછી પ્રીવી કાઉન્સીલ સુધી લડત ચલાવી પણ તેનું પરિણામ કંઈ આવ્યું નહીં.

તે અરસામાં સતીત્વની એક અનોખી ઝલક ચમકી ગઈ હતી એમની પત્ની એમની પાછળ સતી બની હતી.

ભાઈ બાલમુકુન્દની ધરપકડ થઈ ત્યારે તેમનાં લગ્ન થયાને માત્ર એક જ વર્ષ થયું હતું. એમની ધર્મપત્નીનું નામ રામરાખી હતુ તે સૌમ્ય સ્વભાવની સ્ત્રી હતી, પરમ સુંદરી હતી. પતિપત્ની વચ્ચે અદ્‌ભુત પ્રેમ હતો.

પતિની ધરપકડ થતાં તે વ્યગ્ર બની વ્યાકુળતા અનુભવવા લાગી. વૃક્ષની લતા જેમ પતિવિયોગે તે ઝૂરવા લાગી.

એક વખતે ભાઈ બાલમુકુન્દને મળવાને તે જેલમાં ગઈ. પૂછ્યું, 'ખોરાક કેવો મળે છે?' ભાઈ બાલમુકુન્દે કાંકરીઓવાળો રોટલો બતાવ્યો. 'સુવાની સગવડ કેવી છે?' પત્નીએ પૂછ્યું. તેને બે કામળા બતાવવામાં આવ્યા અને અંધારી કોટડી પણ બતાવવામાં આવી.

એ દિવસથી જ રામરાખીએ પણ જેલના જેવા રોટલા ને પથારી વિના સૂવાનું શરૂ કર્યું હતું. એ જ દિવસ તે પોતાના ખડની બહાર ગઈ ત્યારે રોકકળના અવાજ સાંભળ્યા તે તુરત જ મામલો સમજી ગઈ. પોતાના પતિદેવને ફાંસી મળી ગઈ છે, એમ તેણે જાણી લીધું. તેણે વાળ વિખેરી નાંખ્યા, ને ચબુતરા ઉપર બેઠી. એ બેઠી તે બેઠી જ,- ફરી ઊઠી નહિ. આ જોઈ સૌ આશ્ચર્યમાં પડી ગયા એ તો ત્યારે પોતાના પતિની સહગામિની બનીને અમર ધામમાં ચાલી નીકળી હતી

આવા વિરલ દંપતીને ધન્ય હો !

## સત્યેન્દ્રકુમાર વસુ

મુઝફ્ફરપુરના બળવા અંગે અનેક નવયુવાનોને બંગાળમાં ગિરફતાર કરવામાં આવ્યા હતા, ને તેમને અલીપુર જેલમાં રાખવામાં આવ્યા હતા. ભારતમાતાના આ લાડીલા પુત્રો જેલમાં પણ મસ્ત ને આનંદી જીવન વિતાવતા હતા.

એટલામાં તેમને સમાચાર મળ્યા કે નરેન્દ્ર ગોસ્વામી વિશ્વાસઘાતી બન્યો છે ને તાજ તરફનો સાક્ષી બની ચૂક્યો છે અને તે વિદ્રોહી સમિતિના ગુપ્ત ભેદો અને સંકેતો જાહેર કરી દે છે.

નરેન્દ્રનો અંત કેવી રીતે લાવવો એ જ આ સર્વની એક માત્ર ચર્ચા હતી. 'કોણ એ બીડું ઝડપે ? ને ક્રાન્તિકારી સમિતિની રક્ષા કરે !'

સત્યેન્દ્રકુમાર વસુ પહેલાં મિદનાપુર જેલમાં હતો. તેને પોતાના મોટાભાઈની બંદૂક વગર પરવાને વાપરવા બદલના ગુના માટે બે વર્ષની કેદની સજા થઈ હતી. તેને મિદનાપુરથી અલીપુર જેલમાં લાવવામાં આવ્યો હતો. તેને પણ મુઝફ્ફરપુરના ખટલામાં સંડોવી દેવામાં આવ્યો હતો. આ મુકદ્દમાની સરકારી કાર્યવાહી જોરશોરથી ચાલી રહી હતી.

સત્યેન્દ્રકુમાર વસુ સ્વદેશી આંદોલનના સૂત્રધાર હતા. એ આંદોલનમાં મિદનાપુરની સ્વદેશી આંદોલન સમિતિએ અતિ સુંદર

કાર્ય કર્યું હતું, ને તેને અંગે સત્યેન્દ્રકુમાર વસુનું નામ આરા યે બંગાલમાં જાણીતું થઈ ચૂકયું હતું.

તેઓ અલીપુર જેલમાં આવ્યા ત્યારે નરેન્દ્ર ગોસ્વામીના વિશ્વાસઘાતની વાત તેમના જાણવામાં આવી. એ વીર હૃદય સળગી ઊઠયું ને નરેન્દ્ર ગોસ્વામીના જીવનનો કોઈ પણ રીતે અંત લાવવાનો તેમણે ઠરાવ કર્યો.

ચારપાંચ સિવાય બીજા બધા જ નરેન્દ્રનો અંત લાવવાના પક્ષમાં હતા. હવે પ્રશ્ન એ હતો કે, નરેન્દ્રનું ખૂન કર્યાં, ક્યારે ને કોણે કરવું? તેની જવાબદારી કોને માથે નાખવી?

નરેન્દ્રની સાથે અંગરક્ષકો રાખવામાં આવતા હતા. તેને બધાથી અલગ જેલના ખૂણે રાખવામાં આવ્યો હતો. તેનું ખૂન કરવાની જવાબદારી લેવી સહેલી વાત ન હતી. એ જવાબદારી સ્વીકારવી એટલે બળતી આગમાં કૂદી પડવા જેવું જ હતું. અતિ વિશ્વાસુ ને કાર્યકુશળ વ્યક્તિ સિવાય આ ભયંકર કાર્યનો ભાર કોઈને પણ સોંપી શકાય તેમ ન હતું. અંતે સૌ એવા વિચાર પર આવ્યા કે, 'આ કાર્ય સત્યેન્દ્રનાથ વસુને જ સોંપવું.'

સત્યેન્દ્રનાથ વસુએ સૌની સંમતિથી એ જવાબદારી સ્વીકારી લીધી, ને તેને અમલમાં મૂકવાની યોજના ઘડવા માંડી.

સત્યેન્દ્રે સૌથી પહેલાં પોતે બિમાર હોવાનું જાહેર કર્યું એટલે તેને ઇસ્પિતાલમાં રવાના કરવામાં આવ્યો. ત્યાં તેને નરેન્દ્ર સાથે મેળાપ થયો અને તેણે તેને વિશ્વાસમાં લીધો. પોતે પણ તાજનો સાક્ષી બનવા તૈયાર છે એમ સત્યેન્દ્રે નરેન્દ્રને જણાવ્યું.

હવે બહારની દુનિયા સાથે ગુપ્ત પત્રવ્યવહાર કરી તેમણે રિવોલ્વર મેળવી લીધી. સત્યેન્દ્રનાથ વસુને મદદ કરવા કનૈયાલાલ દત્ત પણ મેદાને પડયો હતો. તે પણ જેલની ઇસ્પિતાલમાં

આવી પડયો હતો બંને નરેન્દ્રનો અંત લાવવાની ફિકરમાં જ પડયા હતા.

નરેન્દ્ર ગોસ્વામી એક દિવસ પોતાના યુરેશીઅન અંગરક્ષકો સાથે સત્યેન્દ્રને મળવા ઇસ્પિતાલમાં આવ્યો અને બીજા માળ પર દાદર પાસે બેસી ગયો. હવે સત્યેન્દ્રને હાથમાં આવેલો શિકાર છોડવાનું ઉચિત ન લાગ્યું તેણે તુરત જ છુપાવેલી રિવોલ્વરમાંથી ગોળી છોડી ગોળી છૂટી પણ નરેન્દ્ર બચી જવા પામ્યો ફક્ત અવાજ થયો સત્યેન્દ્રે બીજી વાર ગોળી છોડી પણ નરેન્દ્ર બીજી વાર બચી ગયો ને તેના અંગરક્ષકોએ સત્યેન્દ્રનાથને પકડી લીધો સત્યેન્દ્રે અંગરક્ષકો પર પણ ગોળી છોડી ને તેઓ દૂર જઈ ઊભા રહ્યા. આ પરિસ્થિતિ જોઈ નરેન્દ્ર દાદરો ઊતરવા લાગ્યો એને નાસી જતો જોઈ કનૈયાલાલ દત્તે તેના પર ગોળીબાર કર્યો ગોળી નરેન્દ્રના પગમાં વાગી છતાં તે નાઠો. કનૈયાલાલે તેની પૂંઠ પકડી બને સામસામા ગોળીઓ છોડવા લાગ્યા નરેન્દ્રને દત્તની ત્રીજી ગોળી વાગતાં તે ધરાશાયી થયો ને તેનું આણુપખેરુ ઊડી ગયું.

આ બનેને હવે ફરી પકડવામાં આવ્યા ને તેમના પર મુકદ્દમો શરૂ થયો પરિણામે બનેને ફાંસીની સજા આપવામા આવી.

કનૈયાલાલ દત્તના છેલ્લા અગ્નિસસ્કાર કરવાની પરવાનગી શ્રી ગોપીલાલ રોયને આપવામા આવી હતી. એથી કલકત્તામાં તેમની મહાન સ્મશાનયાત્રા નીકળી હતી આ ઘટનાને પરિણામે બંગાલના ક્રાન્તિકારીઓમાં ભારે વેગ અને ઉત્સાહ આવી ગયો હતો, એટલે સત્યેન્દ્રનાથ વસુના અંતિમ સસ્કાર માટે કોઈ જાતની છૂટ અપાઈ નહીં.

સત્યેન્દ્રનાથના શબને જેલની અંદર જ બાળવામાં આવ્યું. તેમનો અંતિમ સસ્કાર કરવાનું કાર્ય તેમની માતાના આગ્રહથી અવિનાશ ચંદુરાયે કર્યું હતું.

શ્રી. અવિનાશે લખ્યું છે કે, 'અમે અલીપુર જેલના દરવાજાની અંદર દાખલ થયા ને તે પછીનું દશ્ય જોવાની અમારી પાસે હિંમત રહી ન હતી. એટલે અમે વસુને આપવામાં આવતી ફાંસી જોવાનો ઇન્કાર કર્યો

'ફાંસી દેવાયા બાદ થોડી વારે જેલ સુપ્રીન્ટેન્ડન્ટે આવી અમને જણાવ્યુ કે 'સત્યેન્દ્ર વીરતાથી મર્યો છે. મે એને કહ્યું કે 'તૈયાર થા.' તેણે તરત જ પ્રત્યુત્તર આપ્યો, 'હુ તો હમેશાં તૈયાર જ છું' ને તે હસી પડ્યો. મસ્તીમાં ડોલતો તે ફાંસીના મંચ પર પછી ચડી ગયો.'

'અતમા એમણે કહ્યું હતું કે, અમારા જેવા હજારો પીંગ આવા જ મંચ પર ચડીને મરશે ત્યારે જ દેશનો ઉદ્ધાર થશે. અમારા મૃત્યુ શોક કરવા યોગ્ય ન હોવા જોઈએ. પરંતુ આનંદ કરવા યોગ્ય હોવાં જોઈએ '

વીર પુરુષની અમર ગતિ પર સત્યેન્દ્રની માએ અને અવિનાશરાયે સત્યેન્દ્રનો અંતિમ સસ્કાર કર્યો અને વૃદ્ધ માતા એ આંસુ સારી ચાલતી થઈ. સત્યેન્દ્રનું નામ ભારતના ઉદ્ધારક વીરોમાં આનપૂર્વક આલેખાયેલું રહેશે.

## તરુણ બાગી કરતારસિંહ

બંગાળની જેમ પંજાબને પણ તરુણ કરતારસિંહ જેવા ૧૮ વર્ષના નવયુવાનને ભારતમાતાના ચરણોમાં ન્યોછાવર કરવાનું ગૌરવ મળ્યું છે.

ગુલામીની બેડીઓ તોડવા એ પ્રાણ સાથે ખેલ ખેલી ગયા. સ્વતંત્રતા માટે સંસારનાં તમામ ઐશ્વર્યોને લાત મારીને તે આગળ વધ્યા. સુખમય જીવનની આહુતી દેશને ચરણે ધરી અને સારુંય જીવન દુઃખભર્યું બનાવી લીધું. એમણે કઠિન વિપત્તિઓનો સામનો કર્યો છતાં હૃદયમાંથી આહ સરખી પણ ન કાઢી.

તરુણ કરતારસિંહનો જન્મ સને ૧૮૯૬માં લુધીઆના જિલ્લાના સરાવા ગામમાં થયો હતો. તેમના પિતાનું નામ સરદાર મંગલસિંહ હતું. કરતારસિંહની બાલ્યાવસ્થામાં જ મંગલસિંહ સ્વર્ગવાસી થયા હતા. પરિણામે પોતાના પુત્રનાં વીરોચિત કાર્યો જોવાનું સદ્ભાગ્ય તેમને સાંપડયું ન હતું.

દાદાએ તેને પાળી–પોષી–ઉછેરીને મોટા કર્યા હતા. તેમને શાળામાં ભણવા મૂક્યા અને મેટ્રિક પાસ કર્યા પછી ખાલસા કોલેજ લુધીઆનામાં તેઓ દાખલ થયા.

લડાઈ–ઝઘડા ને ઉત્પાત મચાવવામાં તેમનો નંબર પહેલો આવતો હતો. રમતગમતમાં તેમણે અનેક ઇનામો જીત્યાં હતાં.

એમનાં તોફાન–મસ્તીથી અધ્યાપકો પણ હારી જતા હતા. પણ તે પોતાની હસમુખી વાણી, નીડરતા ને ચંચલતાને કારણે બધાયને હસાવી પોતાના જ પ્રશંસક બનાવી દેતા હતા.

કૉલેજમાં એમનું નામ 'અફલાતૂન' પડી ગયું હતું. નેતૃત્વના અદ્‌ભુત ગુણો તેનામાં પ્રારંભથી જ હતા.

એક દિવસ કરતારસિંહે તરંગમાં આવીને અભ્યાસ છોડી દીધો, ને લુધીઆનાથી ઓરિસા તરફ રવાના થઈ ગયા. ત્યાં આવીને તેઓ રેવેનશો કૉલેજમાં દાખલ થઈ ગયા. કૉલેજમાં ભણતાં ભણતાં તેમને પુસ્તકો વાંચવાનો શોખ વધ્યો હતો. જેને પરિણામે તેમનામાં એક વિશેષ પરિવર્તન એ થયું કે, તેમનામાં દેશપ્રેમ જાગૃત થયો ને સ્વતંત્રતાની લહેરો લહેરાવા લાગી. ક્રાન્તિકારી ભાવનાએ તેમના હૃદયમાં પોતાનો પ્રભાવ પાથરી દીધો. કરતારસિંહને હવે કૉલેજ છોડીને વિદેશમાં જવાની ઇચ્છા થઈ. માબાપે તેમની એ ઇચ્છામાં જરાય હરકત ન નાખી; એટલે તેમની આજ્ઞા લઈને તેમણે અમેરિકા પ્રતિ પ્રયાણ કર્યું.

અમેરિકા પહોંચતાની સાથે જ તેમની આંખો ખુલી ગઈ. પરાધીન દેશનો માનવી જ્યારે સ્વતંત્ર દેશની હવા લે છે ત્યારે જ તેને ગુલામીનું ભાન થઈ જાય છે. સ્વતંત્રતાનો અનુભવ તેને ત્યાં જ થાય છે. સ્વતંત્રતાની પ્રત્યેક લહેરી કરતારના હૃદય પર આમતેમ નૃત્ય કરવા લાગી. હવે ભારતીય પરાધીનતા તેમને સતાવવા લાગી. જ્યારે કોઈ અમેરિકન કોઈ હિંદીને ' કુલી ' (મજૂર) કહી સંબોધતો ત્યારે તેમના દિલને અસહ્ય દુઃખ થતું હતું.

એ સમયે અમેરિકામાં હિન્દીઓને ' કુલી 'ના નામથી સંબોધવામાં આવતા હતા. એ લોકોની એવી ધારણા હતી કે હિંદુસ્તાન કુલી અને મજૂરોનો દેશ છે. આ જોઈને કરતારમાં

ધીરે ધીરે ભયંકર ભાવનાઓ જન્મ લેવા લાગી. ભારતને આ દશા-માંથી મુક્ત કરવાનો એમણે નિર્ધાર કર્યો. ભારતને ગુલામીમાંથી મુક્ત કરવું જ જોઈએ. એને બળવાન બનાવવું જ જોઈએ. એ જ વિચારો ગતદિવસ તેમના મગજમાં ઘૂમવા લાગ્યા. હૃદયમાં એક પ્રકારની ઉથલપાથલ શરૂ થઈ ગઈ.

વીર કરતાર પોતાના હૃદયની આ આકુળતા–વ્યાકુળતાથી બેચેન રહેવા લાગ્યા. 'દેશ કેમ સ્વતંત્ર થાય!' એના જ વિચારો તેને ગતદિન સતાવી રહ્યા હવે હિન્દના મજૂરોમાં તેમણે સ્વાતંત્ર્યની ભાવના જગાવી. એમણે સમજાવ્યું કે, 'ગુલામ બની પશુ તરીકે જીવન જીવવું એના કરતાં મરવું એ જ બહેતર છે.' મજૂરોએ આ લડત જોરશોરથી ઉપાડી લીધી.

એ જ સમયે પંજાબમાંથી દેશનિકાલની સજા પામેલા પણ નાસી છૂટેલા સરદાર ભગવાનસિંહ અમેરિકા આવી પહોંચ્યા હતા. બંનેએ મળીને જોરશોરથી કામ કરવા માંડ્યું. અમેરિકામાં આ રીતે જાગૃતિની આગ સળગાવી તેમણે ભારત પાછા ફરવાનો નિશ્ચય કર્યો.

સને ૧૯૧૪માં 'કાળા ગોરા મારૂ' જહાજ દ્વારા કરતાર-સિંહ હિંદ આવવા રવાના થયા. જહાજમાં ગોરાઓને અતિશય કષ્ટ આવવાથી એ જહાજ હિંદ આવવાને બદલે અમેરિકા પાછું ફર્યું, એટલે કરતારસિંહ અને શ્રી. ગુપ્તા છૂપી રીતે હવાઈ જહાજ દ્વારા જાપાન ઊડી આવ્યા અને પ્રવાસી હિન્દી-ઓમાં વિપ્લવની આગ સળગાવવા માંડી. એ જ અરસામાં યુરોપમાં મહાયુદ્ધ શરૂ થયું. ને એ તકનો લાભ લેવા કરતારસિંહે હિંદ આવવા નિશ્ચય કરી લીધો.

સને ૧૯૧૪ ના સપ્ટેમ્બર માસની આખરે તેઓ કોલબો

ઊતર્યા ત્યાંથી હિન્દમા આવી વિપ્લવવાદનો પ્રચાર શરૂ કર્યો. સગઠન ને પ્રચારની તેમનામાં અદ્ભુત શક્તિ હતી તેઓ બંગાલના ક્રાન્તિકારી નેતાને મળ્યા તેમણે કરતારને કહ્યું કે, 'તમે તમારા સકલ્પાનુસાર કામ કરતા રહો અનુકૂળ સમય આવ્યે અમે તમોને જરૂર મદદ કરીશુ.' કરતારસિહ પજાબમાં આવ્યા ને પ્રચારકાર્ય કરવા લાગ્યા

પજાબમાં વિપ્લવની આગ ઉગ્ર રૂપ ધારણ કરતી ગઈ હતી પજાબમાંથી અનેક લોકો વિદેશ જતા હતા તેમ પાછા પણ ફરતા હતા, પરતુ તેઓ વ્યક્તિગત રીતે જ કામ કરતા હતા. તેમનામાં સગઠન જેવુ ન હતુ, કે કોઈ તેમનો નેતા પણ ન હતો એક યોગ્ય નેતાની તેમને જરૂર હતી

એ સમયે ક્રાન્તિકારીઓમાં રાસબિહારી બોઝનુ નામ આગળ પડતુ હતુ, એટલે કરતારસિહે પોતાના વિશ્વાસુ સાથી દ્વારે વિપ્લવની તૈયારીના સમાચાર સાથે રાસબિહારી બોઝ પાસે મોકલ્યો હિદના ક્રાન્તિદળના તેઓ પ્રમુખ નેતા હતા એ સમયે રાસબિહારી બોઝ બનારસમાં ગુપ્ત વેશમાં રહેતા હતા, એટલે તેઓ પજાબ જઈ શકે એવી સ્થિતિમાં ન હતા એથી પજાબની પરિસ્થિતિનો અભ્યાસ કરવા માટે તેમણે સચીન્દ્રનાથ સન્યાલને પજાબ ખાતે મોકલ્યા તેઓ રાસબિહારી બોઝના જમણા હાથ જેવા ગણાતા હતા

સચીન્દ્રનાથ નવેમ્બરની ઠડીમાં લુધીઆના પહોચ્યા અને તેમના એક પરિચિત મિત્રદ્વારા કરતારસિહની મુલાકાત થઈ ખૂબ વાતચીત થઈ કરતારસિહે જણાવ્યુ કે, સ્વાતત્ર્યયુદ્ધ માટે એકલા લુધીઆનામાં જ ત્રણસો માણસો તૈયાર છે તેમને

આખાયે પ્રાંતના ગુરુદ્વારામાં વિદ્યાર્થીઓ તરીકે મોકલવામાં આવશે. અને તેઓ ત્યાં રહીને આપણું સંગઠનબળ વધારવાના પ્રયાસો કરશે.

સચીન્દ્રનાથે કરતારસિંહ સાથે પછી જલધરની મુલાકાત પણ લીધી. ત્યાંના એક બગીચામાં તેમણે અનેક યોજના ઘડી કાઢી ને સન્યાલ પાછા ફર્યા હવે પંજાબમાં યોજના મુજબ કામ શરૂ થયું. લશ્કરી છાવણીના સિપાઈઓને ફોડવાનાં ચક્રો ગતિમાન થયાં ધન અને શસ્ત્રોની ઊણપ પૂરી કરવા માટે ધાડો પાડવાની યોજના પણ વિચારવામાં આવી કેટલાકને એ યોજના ન ગમી પણ વધુ મતે ધાડો પાડવાની યોજના ઘડી કાઢવામાં આવી

કરતારસિંહ રોજ ત્રીસચાલીસ માઈલની મુસાફરી સાઈકલ પર કરી પરિસ્થિતિનું અવલોકન કર્યા જ કરતા હતા તેમનો ઉત્સાહ, સાહસ ને સ્ફૂર્તિ અજોડ હતાં.

એક વખતે પોલીસે તેમને પકડવા માટે ભારે મહેનત ઉઠાવી અને એક ગામમાં જઈ પહોંચી પણ કરતારસિંહ તે ગામમાં ન હતા. પરંતુ ગામની પાસે જ હતા. તેઓ એ ગામમાં આવ્યા ત્યારે તેમને માલૂમ પડ્યું કે પોલીસ આવી પહોંચી છે પોલીસ તેમને નજરોનજર ઓળખતી ન હતી એટલે કરતારસિંહ આવા સાહસમાં આશ્ચર્યજનક રીતે બચી જવા પામ્યા હતા.

૧૧મી ફેબ્રુઆરી ૧૯૧૫—એ દિવસે સારાયે હિંદમાં સ્વાતંત્ર્યયુદ્ધ જગવવાનો દિવસ નક્કી થયો હતો. લાહોર છાવણીમાં કરતારસિંહે દારૂગોળા પર ધાડ પાડવાની તૈયારી કરી હતી. એક સિપાઈને તેમણે ફોડ્યો હતો અને તેણે કૂંચી સોંપી દેવાનો વાયદો કર્યો હતો કરતારસિંહ ત્યાં પહોંચ્યા ત્યારે પેલો સિપાઈ ફરજ પર ન હતો; એક દિવસ પહેલાં જ તેની ફેરબદલી કરવામાં આવી હતી. આમ છતાં કરતારસિંહ હિંમત હાર્યા નહિ. હવે

તેમણે સમસ્ત હિંદમાં મુસાફરી શરૂ કરી અને શ્રી. પિંગલે સાથે મીરત, આગરા, કાનપુર, અલ્હાબાદ, બનારસ વગેરે સ્થળે ભમ્યા. દેશદ્રોહી કૃપાલસિંહની કૃપાથી આ યુગપરિવર્તક દિવસ કેવી રીતે નિષ્ફળ નીવડ્યો, એની ચર્ચા કરવી અત્યારે વ્યર્થ છે. પણ એ દેશદ્રોહીએ આખીયે યોજના સરકારી અફસરોને સમજાવી દીધી હતી. પરિણામે સ્વાતંત્ર્યવીરોની જહેમત પર પાણી ફરી વળ્યું હતું. ઉપરાઉપરી ગિરફતારીઓ થવા લાગી. કરતારસિંહની બધી જ યોજના પણ નિષ્ફળ નીવડી હતી. આ જોઈને રાસબિહારીજીને તથા કરતારસિંહને પારાવાર દુઃખ થયું. તેમને એટલી બધી વેદના થઈ હતી કે, યોજના નિષ્ફળ જવાના સમાચાર મળતાં રાસબિહારીજી હતાશ મડદા માફક પથારીમાં ઢળી પડ્યા હતા અને કરતારસિંહ પણ તકિયામાં મોઢું છુપાવી ધ્રુસકે ધ્રુસકે રડી પડ્યા હતા. એકબીજાની આંતરિક વેદના અસહ્ય હતી. ખેર, જે થયું તે ખરું. પણ હવે જાતને બચાવવી કેવી રીતે? રાસબિહારી તો જેમતેમ કરીને લાહોરથી બનારસ પહોંચી ગયા. અને કરતારસિંહ હિન્દની સીમા પાર કરીને પશ્ચિમના દેશોમાં ચાલ્યા ગયા અને એ રીતે બ્રિટિશ ભારતની હદ બહાર જઈને તેમણે છુટકારાનો દમ લીધો. નદીકિનારે ગાઢ નિદ્રા લીધી ને ચણા ખાઈને ઉદરતૃપ્તિ કરી. આવા વિપત્તિકાળમાં પણ કરતારસિંહ મુક્ત કંઠે મસ્તીથી ગીતો ગાતા હતા. તેમના હૃદયમાં એક વિચાર જાગૃત થયો કે આ રીતે હિંદ બહાર નાસી જઈને જાત બચાવવી એ એક ક્રાંતિકારી માટે શોભાસ્પદ નથી જ. આજ મારા સાથીઓ કેદ પકડાય છે ને હું મારી જાતને છુપાવવા માટે ફાંફાં મારું છું! તેમણે નિશ્ચય કર્યો કે ભાગ્યમાં લખ્યું હશે તે થશે જ પણ હિન્દ ખાતે પાછા ફરવું જ જોઈએ. અને પકડાએલા સાથીઓને છોડાવવાના પ્રયત્નો કરવા જ જોઈએ અને એમ કરતાં શત્રુ સાથે

લડવાનો પ્રસંગ આવે તો આપણું બલિદાન પણ આપી દેવું. કરતારસિંહ પાછા હિંદમાં આવ્યા અને આરાગોઢાની આસપાસ રહી પોતાની પ્રવૃત્તિ શરૂ કરી દીધી આ સમયે ગિરફતારીઓ તો ચાલુ જ હતી એક દિવસ કરતારસિંહ પકડાઈ ગયા. તેમને બેડીથી જકડી લેવામાં આવ્યા અને પંજાબના યુવાન શેરને પાંજરામાં પૂરવામાં આવ્યા તે છતા તેઓ ખુશમિજાજમાં હતા નિર્ભય હતા મુખ પર હાસ્ય ફરકતું હતું. અંગેઅંગમાંથી મસ્તી ટપકતી હતી તેમનો પ્રફુલ્લિત ચહેરો દુશ્મનોના દિલને પણ મુગ્ધ કરી દેતો હતો.

પરંતુ અશાંત માનવીને શાન્તિ કયાંથી હોય ? જેલમાં પણ તેમણે પ્રવૃત્તિ ચાલુ જ રાખી એક દિવસ એમણે ૬૦-૭૦ કેદીઓને એકત્ર કર્યા યોજના ઘડવામાં આવી કે જેઓ નિર્દોષ છે, તેઓ જેલ તોડી નાસી જાય અને સીધા લાહોર છાવણીમાં દારૂ-ભંડાર પર દરોડો પાડે અને બળવો કરે યોજના અનુસાર સળિયા કાપવાની કરવતો પણ જેલમાં આવી ગઈ પરંતુ કમ નસીબે ભેદ ખૂલી ગયો ને ધારેલી યોજના પાર ન પડી બધા જ કેદીઓને બેડી નાખવામાં આવી ને એકાંત ઓરડીઓમાં પૂરી દેવામાં આવ્યા તપાસ શરૂ થઈ તો કરતારસિંહની પથારી નીચેથી જેલ તોડવાના હથિયારો મળી આવ્યા હતાં

મુકદ્દમો શરૂ થયો કરતારસિંહે અદાલતમાં ગુનાની કબૂલાત કરી લીધી ન્યાયાધીશ પણ આશ્ચર્યથી તેમની કેફિયત સાંભળી રહ્યો પહેલે દિવસે ન્યાયાધીશે તેમની નાની ઉંમર પર ધ્યાન આપી કંઈ નોંધ ન કરી તેને સમજાવ્યો કે ' આ પ્રમાણે ગુનાનો એકરાર કરવાથી મુકદ્દમો તારા લાભમાં નહિ પરિણમે, માટે સમજી જા. તારા બચાવનાં સાધન રજૂ કર.'

' ફાંસીથી વધુ સજા તમારી પાસે કંઈ છે ? અમે ફાંસીથી ડરતા જ નથી.' કરતારસિંહે નીડર જવાબ આપ્યો.

'આજ તારી વાત હું કાંઈ સાંભળવા માગતો નથી. રાતભર વિચાર કરજે. કાલે તારી કેફિયત ફરી લઈશ.'

અને બીજે દિવસે પણ એમણે પહેલાંની માફક જ ગુનાનો એકરાર કર્યો. એની શાંત વીરતા પર સૌ કોઈ મુગ્ધ બન્યા હતા. આ મુકદ્દમો દોઢ વર્ષ સુધી ચાલ્યો. અંતમાં કરતારસિંહને ફાંસીની સજા ફરમાવવામાં આવી

ફાંસીના માંચડે ચઢતાં પહેલાં તેમણે જે કેફિયત રજૂ કરી હતી તે અનોખી હતી. 'ફાંસીને હું બહુ વહાલી ગણું છું, કારણ કે ફાંસી મળ્યા બાદ તરત જ બીજે જન્મ લઈ, ફરી ભારતને સ્વતંત્ર કરવાને હું કમર કસી શકીશ, અને તેમ કરતાં વારંવાર ફાંસી મળે તોપણ હું મારી જાતને ધન્ય ગણીશ. ભારત સ્વતંત્ર થતાં સુધી હું વારંવાર જન્મું, વારંવાર ફાંસીએ ચઢું એ જ મારી તમન્ના છે...અને કદાચ મને સ્ત્રીનો અવતાર મળે તોપણ મારી તમન્ના તો એ જ હોય કે હું એક વિદ્રોહી પુત્રને જન્મ આપી શકું'

ફાંસીની સજા થયા પછી ફાંસી દેતાં પહેલાં તેમનું વજન કરવામાં આવ્યું હતું, જે અગાઉ કરતા ૧૦ રતલ વધારે હતું. અંતિમ પળે પણ તેમના શરીરમાં ઉત્સાહ, મનમાં ઉમંગ, મુખ પર હાસ્ય, આંખોમાં પ્રેમ, હૃદયમાં સાહસ નજરે પડતાં હતાં.

અગાઉ એકવાર કરતારસિંહે એક જમીનદારના ગામ પર સાથીઓ સાથે ધાડ પાડી હતી. જમીનદારની માલમિલકત લૂંટી લેવામાં આવી હતી. એ ઘરમાં એક યુવતી પણ હતી. એક સાથીદારની દાનત તેના પર બગડી ને તેણે તેનો હાથ પકડ્યો. એ ચીસ પાડી ઊઠી. કરતારસિંહ સ્ત્રીની ચીસ સાંભળી એ તરફ દોડી આવ્યો. ને રિવૉલ્વરથી યુવતીનો હાથ પકડનાર

સાથીદારને ગોળાથી વીંધી નાખ્યો. એ વખતે તેમણે તેને કહ્યું હતું કે 'નીચ અધમ, તેં ભીષણ અપરાધ કર્યો છે. એ બહેનને પગે પડી માફી માગ. એની માતાને પગે પડી ક્ષમા યાચ, ને પછી મોત માટે તૈયાર થઈ જા !'

યુવતીની મા અને બેટી સૌ આ જોઈજ રહ્યાં. 'બેટા, તું ધર્માત્મા ને સુશીલ યુવક છે તો આવો લૂંટફાટનો ધંધો કાં કરે છે! શું તે સારું કહેવાય?' કરતારસિંહને સંબોધીને માતાએ જણાવ્યું.

'મા, આ કામ અમે લૂંટફાટ કરવાના ધ્યેયથી નથી કરતા. અંગ્રેજો વિરુદ્ધ લડવા માટે, હિંદની ગુલામીનો નાશ કરવા માટે અમારે શસ્ત્રોની જરૂર છે. પૈસા વિના શસ્ત્રો ન મળે મા !'

કરતારસિંહે મૃત્યુ સમયની અંતિમ ઇચ્છા એવી જાહેર કરી હતી કે 'મારા મૃત્યુ બાદ મને બાગી કરતારસિંહને નામે ઓળખવો, અગર ભવિષ્યમાં કોઈ મારુ સાહસિક જીવન જાણે યા યાદ કરે તો 'બાગી કરતારસિંહ' તરીકે મારી ઓળખ આપજો.

મૃત્યુ સમયે કરતારે પોતાના દાદાને કહ્યું હતુ કે 'દાદા ! હું બિછાના પર પડ્યો પડ્યો મરવા નથી માગતો. મને તો આવા વીર મૃત્યુથી જ આનંદ હોય.'

આમ કરતારસિંહના વીરત્વપૂર્ણ જીવનનો અંત આવ્યો.

## યતીન્દ્રનાથ મુકરજી

વિધિની ગતિ ન્યારી છે. આ રત્નગર્ભા વસુન્ધરા અનેક રત્નોની ખાણ છે. આજથી નહિ, અનાદિ કાળથી ભારતમાતા અમૂલ્ય રત્નોની પ્રસવિની છે. આ ભૂમિમાં ઉજ્જ્વળ રત્નોના અખૂટ ભંડાર ભરેલા છે. નરરત્નોની અખૂટ સમૃદ્ધિ તેને સાંપડેલી છે. ગુણી જનો અને વિદ્વજ્જનોની ખોટ તેને કદી પડી નથી. હરિશ્ચંદ્ર જેવા ત્યાગી, યુધિષ્ઠિર જેવા ધર્માત્મા, ભીષ્મ જેવા બ્રહ્મચારી, ભીમ જેવા બળવીર, અર્જુન જેવા ધનુર્ધારી, અભિમન્યુ જેવા વીર, શંકરાચાર્ય જેવા વિદ્વાન, બૌદ્ધ જેવા વિતરાગ, રાણાપ્રતાપ જેવા સ્વાતંત્ર્યવીર, વીર શિવાજી ને ગુરુ ગોવિન્દસિંહ ને બંદા બહાદુર જેવાં વીરરત્નોથી આ ભૂમિ ગૌરવશાળી બની છે.

જેમ અમેરિકા વોશિંગ્ટન માટે, ફ્રાન્સ નેપોલિયન માટે, ઇટાલી ગેરી બાલ્ડી માટે, ઇંગ્લૅંડ નેલ્સન માટે, જર્મની હિટલર માટે અભિમાન લઈ શકે છે, તેમ હિંદ પણ ભારતમાતાના ચરણો પર પ્રાણ ન્યોચ્છાવર કરનારા વીરો માટે ગર્વ ધારણ કરી શકે છે. સમાજની એ મહાન વિભૂતિઓ છે. સમાજ તેમને માટે ગર્વ ધારણ કરી શકે છે. યતીન્દ્રબાબુનું નામ પણ આવા વીરાની હરોળમાં આવી જાય છે.

બંગાળના વિપ્લવયુગના અગ્રગણ્ય નેતા તરીકે યતીન્દ્રનાથ પ્રથમ સ્થાને આવી શકે ક્રાંતિની આગ બંગાળમાં ફેલાઇ ચૂકી

પૂર્વ બંગાળમાં નાનાં નાનાં કઈ દળો સ્વતંત્ર રૂપે વિપ્લવની આગ ફેલાવી રહ્યાં હતાં. આ વિભિન્ન દળોને એક સૂત્રમાં બાંધવાના પ્રયાસો થતા હતા પણ કોઈ એક નેતાનો તેમની ઉપર પ્રભાવ પડી ન શકવાથી તે પ્રયાસ સફળ થતો ન હતો. એક દળ બીજા સાથે મળી જઈ પોતાનું અસ્તિત્વ નાબૂદ કરવા તૈયાર ન હતું. દરેક દળનો નેતા પોતાનું આધિપત્ય જાળવવા માગતો હતો. બીજાને આધીન રહેવા તેઓ તૈયાર ન હતા

પરંતુ પોતાથી વધારે પ્રભાવશાળી વ્યક્તિ નેતૃત્વ ગ્રહણ કરે તો છેવટે અનિચ્છાએ પણ નેતાઓએ પોતાના વ્યક્તિગત સ્વાર્થ ને આત્માના મિથ્યાભિમાનને દૂર કરી, પ્રભાવશાળી શક્તિ સમક્ષ શિર ઝુકાવવું જ પડે છે. બંગાળનાં શક્તિશાળી દળોને પણ યતીન્દ્ર આગળ શિર નમાવવું પડ્યું. તેના નેતાઓએ આત્મ-સમર્પણ કરી આગેકૂચ કરી.

એ સમયે બંગાળમાં બે મુખ્ય ક્રાન્તિકારી દળ ગણાતાં હતાં બંગાળની અંદર ક્રાન્તિ જગવતા દળના નેતા યતીન્દ્રનાથ હતા ને બંગાળ બહારની ક્રાન્તિના સૂત્રધાર રાસબિહારી બોઝ હતા

યતીન્દ્રબાબુ કલકત્તામાં 'પથરિયા ઘાટ' નામના મહોલ્લામાં રહેતા હતા તેમના મકાનમાં ભૂગર્ભમાં રહી કામ કરતા ક્રાન્તિકારીઓ આશ્રય લેતા હતા. એક દિવસ એક પરિચિત વ્યક્તિ ત્યાં આવી પહોંચી. એ ગુપ્તચર છે એવો સંદેહ જતાં, એક ક્રાન્તિકારીએ વિચાર કર્યા વગર તેના ઉપર ગોળી છોડી. જો કે યતીન્દ્રનાથે તેના પર ગોળી છોડી ન હતી પણ મૃત્યુની અંતિમ પળે યતીન્દ્રે તેની ઉપર ગોળી છોડવાની તેણે કેફિયત નોંધાવી હતી.

હવે પોલીસ યતીન્દ્રનાથને શોધવા લાગી. બાલેશ્વર નજીક યતીન્દ્રનાથ પોતાના પાંચ અંગત સાથીઓ સાથે ગ્હી કાર્ય કરતા

રહ્યા હતા. પોલીસને તેમના આ રહેઠાણનો પત્તો લાગી ગયો. યતીન્દ્ર પણ હવે ચેતી ગયો. તેના સાથી બહાર હતા. તેમને છોડીને નાસી પણ કેમ જવાય! તેમને બચાવવા તો જોઈએ ને? સાથીના ને પોતાના જીવન વચ્ચે ભેદભાવ કેમ સંભવે!

બહાદુર યતીન્દ્ર હવે રાતોરાત પોતાના બાકીના સાથીઓને લઈને દૂર દૂરના ગાઢ જંગલમાં ચાલી ગયો. ખાડા-ટેકરાવાળો પહાડી રસ્તો, અજાણ્યો, અંધારો માર્ગ છતાં બાર માઈલની મજલ પૂરી કરી. સવાર પડી ચૂકી હતી. હવે પ્રત્યેક ગામમાં પોલીસ ગોઠવાઈ ગઈ હતી. યતીન્દ્રનાથને પકડવા માટેનું ઇનામ પણ જાહેર કરવામાં આવ્યું હતુ.

યતીન્દ્ર સાથીઓ સહિત નદીનાળાં ઓળગી ઓળગીને થાકી ગયો હતો. ભૂખ તેમને સતાવી રહી હતી એક નદી પાર કરતાં તેણે એક માછીમારને કહ્યુ 'ભાઈ! તારી પાસે જે કઈ હોય તે અમને આપીને અમારાં જીવન બચાવી લે, કંઈ નહીં હોય તો જરા ભાત રાંધી દે તો સારું.'

'તમે ઉચ્ચ વર્ણના, અમારાથી તમને અભડાવાય કેમ?' માછીમારે માનવના પ્રાણની રક્ષા કરતાં પોતાના ધર્મને વધુ મહત્તા આપી અને ભાત રાંધવા ના પાડી.

પોલીસ તો પાછળ પડી જ હતી, એટલે આગળ ને આગળ ચાલતાં હવે એક ગામ આગળ તેઓ ઊતર્યાં તુરત પોલીસની તેમના પર નજર પડી પચ્ચાસ સશસ્ત્ર પોલીસની વચ્ચે પાંચે વીર ઘેરાઈ ગયા. છતાં તેમણે બરોબર મોરચો સંભાળી લીધો. ગોળીઓનો વરસાદ વરસ્યો. પાંચે જણાએ સામા પક્ષના લગભગ વીસ માણસોને ખતમ કરી નાખ્યા. ભયંકર જંગલમાં ધનાધન ગોળીના અવાજ સિવાય કંઈ જ સંભળાતું ન હતુ.

એકાએક પોલીસની એક ગોળી યતીન્દ્રના એક સાથી મિત્ર અમીયને લાગી ને તે ધરાશયી થયો યતીન્દ્ર પણ ઘવાઈ ચૂક્યો હતો એટલે બીજા ત્રણ સાથીઓને આત્મસમર્પણ કરવા યતીન્દ્રે સૂચના આપી આ ત્રણે સાથીઓ પણ પોલીસો સામે લડતા લડતાં ખતમ થઈ ગયા યતીન્દ્ર મૂર્છિત બની ગયો હતો શુદ્ધિ આવતા તેણે પાણી પાણીની બૂમ મારી પણ પાણી કોણ આપે? પાસે પડેના રક્તને પી તૃષા છિપાવવાનો તેને પ્રયત્ન કરતો જોઈ એક પોલીસ અધિકારીનુ હૃદય કમકમી ઊઠ્યુ ને પાસેના તળાવમાંથી પોતાની ટોપીમાં પાણી લઈ આવી તેણે યતીન્દ્રને પાણી પાયુ

યતીન્દ્રનાથને હવે કટકની ઇસ્પિતાલમા લઇ જવામાં આવ્યો પણ ત્યાં તેણે ટૂંક સમયમાં મૃત્યુનુ શરણ લીધુ બાદમા મનોરજન અને ધીરેન્દ્ર દેવને ફાસીની સજા થઈ જ્યોતિષને આજન્મ કાળા પાણીની સજા કરવામાં આવી પણ તેને પણ શાંતિ ક્યાં હતી? તે પણ બે માસમાં જ મરણ પામ્યો

યતીન્દ્રના મરણ બાદ 'સેડીસ કમીટી'નો રિપોર્ટ બહાર પડ્યો હતો તેમા ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટના ખૂનના અને ધાડ પાડવાના આરોપો યતીન્દ્ર ઉપર મૂકવામાં આવ્યા હતા

ગાર્ડન રિચમાં અગ્રેજોના રહેઠાણો પર જે ધાડ પાડી લૂટ ચલાવવામાં આવી હતી. તેમાં યતીન્દ્રનાથ અને વિપિન ગાંગુલી મુખ્ય હતા વીસ હજારના માલની રકમની એ લૂટ હતી બીજી વીસ હજારની લૂટ એક સોદાગરને ત્યાંથી તેમણે કરી હતી

નાણાંના અભાવને કારણે ક્રાન્તિચળવળ નરમ પડતી જતી હતી એટલે ધાડ પાડવા સિવાય ક્રાન્તિકારોને માટે બીજો કોઈ આરો જ ન હતો

યતીન્દ્રે ધાડો પાડી લૂંટ ચલાવી પણ તે વ્યક્તિગત સ્વાર્થને માટે તો નહોતી જ કર્તવ્યપગાયણતા તેના જીવનનું ધ્યેય હતું. દીનદુઃખી પ્રત્યે તેના દિલમાં દર્દ હતું, દયા હતી. દેશ માટે તે જન્મ્યો હતો ને દેશ માટે તે મરી પરવાર્યો હતો. સ્વતંત્રતાનો સંદેશ લઈને તે આ ભૂમિ ઉપર અવતર્યો હતો અને તે પૂરો કરીને આલોક છોડી ગયો હતો.

## શ્રી વિષ્ણુ ગણેશ પિંગળે

શ્રી વિષ્ણુ પિંગળેનો જન્મ મહારાષ્ટ્રમા પૂનાના પહાડી પ્રદેશમા થયો હતો તેના પિતાનુ નામ ગણેશ હતુ મહારાષ્ટ્ર પોતાની વીરતા, સાહસ અને ચતુરતા માટે પ્રસિદ્ધ છે વિષ્ણુને ઘણા લોક વી જી પિંગળેના નામથી ઓળખતા હતા નાનપણમા ચાલાકી અને તીક્ષ્ણ બુદ્ધિવાળા પિંગળેએ આખી ગીતા સંસ્કૃત ભાષામાં મોઢે કરી હતી અને આની છાપ તેના ઉપર ઘણી સારી પડી કારણકે તે ધાર્મિક ગ્રંથો સરળતાથી વાંચતા અને સમજી શકતા

નાનપણમા સંસારિક વાતોમાં તેને રસ પડતો નહીં અને તેથી ઘણી નાની વયમા કુટુંબ-પરિવાર છોડી તે સાધુ બન્યા. ઘરબાર છોડી પિંગળે હિન્દુસ્તાનનાં ઘણાખરાં જાણીતાં શહેરો અને પ્રદેશોમા ફર્યો, ઘણાં તિર્થસ્થાનમા ફર્યો અને ઘણા માણસોના સમાગમમાં આવ્યો આથી તેને ઘણું ઘણુ જાણવાનું મળ્યું. તે ઘેર પાછો ફર્યો અને જીવન સાર્થક કરવા માટે ઊંચા અભ્યાસની જરૂર છે એમ માની અંગ્રેજી અભ્યાસ શરૂ કર્યો ઘણા થોડા સમયમા તેણે અંગ્રેજીનો ઘણો સારો અભ્યાસ કર્યો અને મિત્રોની સહાયથી એન્જીનીયરીંગનો અભ્યાસ કરવા માટે અમેરિકા ગયો પિંગળે બ્રાહ્મણ કુળમાં જન્મ્યો હતો તેથી કદાચ સાધારણ બ્રાહ્મણ છોકરાની માફક તે જમાનામાં

અમેરિકા જવા દેવામાં ન આવતે. પણ ઘરનાં બધાં પિંગળેને સારી રીતે ઓળખતાં હતાં તેથી અમેરિકા જવાની અનુમતિ આપી અને વિદાય આપી. પિંગળે અમેરિકા પહોંચ્યો અને ત્યાંથી અભ્યાસ કરવા લાગ્યો.

અમેરિકામાં પણ ભારતવાસીઓએ બંડ ઉડાવવાની તૈયારીઓ કરી હતી અને ઘણે ઠેકાણે બંડખોર ટોળકીઓ ઊભી કરવામાં આવી હતી. આ ટોળકીઓ સંગઠન અને પ્રચારનું કામ કરતી હતી. એક વખતે આવા એક કાર્યકર્તા સાથે પિંગળેની ઓળખાણ થઈ અને પિંગળેએ પણ બંડખોર પ્રવૃત્તિઓમાં સક્રિય સાથ આપવો શરૂ કર્યો. બંડખોર પ્રવૃત્તિઓનું સાહિત્ય જેટલું મળે તેટલાનો સારો અભ્યાસ કર્યો. સાથે સાથે હિન્દુસ્તાનની સ્થિતિનો ઘણો ઊંડો અભ્યાસ કર્યો. તે જ્યારે હિન્દ વિષે વિચાર કરતા અને દુનિયાના બીજા સ્વતંત્ર દેશો સાથે તેને સરખાવતા ત્યારે તેમને ઘણું દુ:ખ થતું. હિન્દુસ્તાનની પરતંત્રતા તેમને શૂળની માફક ભોંકાતી હતી ને જીવન બોજારૂપ લાગતું હતું. અમેરિકામાં તેણે મક્કમ નિશ્ચય કર્યો કે હિન્દ જવું અને ત્યાં બંડખોર પ્રવૃત્તિઓ ઘણા વેગથી આગળ વધારવી અને હિન્દને ગુલામીમાંથી મુક્ત કરવું. ઘણા થોડા વખતમાં અમેરિકાથી વિદાય લીધી અને ઘેર જવાને બદલે સીધો બંગાળ ગયો અને બંગાળની બંડખોર ટોળકીનો પત્તો લગાવ્યો. અને કાર્યકર્તાઓને મળ્યો. ઘરની ચિંતા તો તેને ન હતી. બંગાળ અને પંજાબ ક્રાન્તિકારી મંડળનું એકીકરણ કર્યું. અને તે રાસબિહારીને મળ્યો. રાસબિહારી તે વખતે પંજાબ અને ઉત્તર ભારતની બંડખોર ટોળકીઓનું સંચાલન કરતા હતા. અને હિન્દભરમાં રાસબિહારી વિપ્લવવાદીઓને સામગ્રી પહોંચાડતા હતા. આવાં મહત્ત્વનાં કારણોને લીધે પિંગળેએ રાસબિહારી સાથે ગાઢ

પરિચય વધાર્યો અને દિનપ્રતિદિન તે રાસબિહારીનો અંગત અને આદરને પ્રેમ બનતો ગયો

બીજી બાજુ પંજાબની સ્થિતિનો અભ્યાસ કરવા માટે શ્રી સચીન્દ્રનાથ સાન્યાલ પંજાબમાં યાત્રા કરી રહ્યા હતા ત્યાં તેમનો અને પિંગલેનો પરિચય થયો પિંગળેએ સચીન્દ્રનાથને પંજાબ માટે કંઈ કરવાનું અને જેમ બને તેમ જલ્દીથી મદદ કરવાનું જણાવ્યું અને કહ્યું કે પંજાબમાં હવે વિપ્લવવાદીઓનું સારું સરખું સંગઠન થયું છે. અને પંજાબની ફિકર કરવાની જરૂર નથી પિંગળેના કાર્યથી રાસબિહારી અને સચીન્દ્રનાથને હવે ઘણી આશાઓ બંધાણી અને માનતા થયા કે હવે કંઈક પણ ફળ પ્રાપ્ત કરી શકાશે પિંગળે પોતાના પ્રભાવથી સામા માણસ પાસેથી ઘણા ખરું કામ કરાવતો વાત વાતમાં તે ગીતા અને એવા બીજા ગ્રંથોમાંથી સંસ્કૃત શ્લોકો વગેરે બોલી સાંભળનારને ચકિત કરતો અને ભરાવદાર શરીર—તીક્ષ્ણબુદ્ધિ—તેજસ્વી આંખો અને મુખમુદ્રા વગેરે તેને સાહસિક કાર્યમાં ઉત્સાહ રૂપ બનતાં તેને જોઈને સામો માણસ કળી શકતો કે તે જરૂર કંઈક મહાન કાર્ય કરશે.

પિંગળે બંગાળથી પંજાબ જતાં બે દિવસ કાશીમાં રોકાયો અને જાણી લીધું હતું કે યોગ્ય જોઈએ તેટલા મેળવી શકાય તેમ છે તેને માટે રૂપિયા સારા પ્રમાણમાં ખર્ચ કરવા પડશે પંજાબ ગયો ત્યાં—કરતારસિંહ—પૃથ્વીસિંહ અને બીજા મુખ્ય પંજાબી કાર્યકર્તાઓને મળી આઠ દિવસમાં બધો બંદોબસ્ત કરી રાસબિહારીને પંજાબમાં એક વખત લાવવા માટે બંગાળ ગયો—પિંગળેએ રાસબિહારી સાથે પંજાબ આવવાનું નક્કી કર્યું પણ રાસબિહારી પંજાબ જઈ શક્યા નહીં—પણ પિંગળે અને સચીન્દ્રનાથ પંજાબ આવ્યા જો સચીન્દ્રનાથ સાથે પિંગળે પંજાબમાં ન હોત તો તેમને પંજાબમાં ઘણી અગવડ વેઠવી પડત, કારણ સચીન્દ્રનાથ પંજાબી

ભાષા જાણતા ન હતા. પિંગળે પંજાબી ભાષા જાણતો હતો. ઘણા પંજાબી પિંગળેને બોલી ઉપરથી ભૂલથી પંજાબી કહેતા હતા.

૧૧ મી ફેબ્રુઆરી પંજાબ માટે નક્કી કરવામાં આવી હતી. તે દિવસે આખા પંજાબમાં એકી વખતે બંડ ઉઠાવવાનું હતું. તૈયારીઓ થઈ રહી હતી. કરતારસિંહ વગેરે પંજાબી કાર્યકર્તાઓએ પિંગળેને રાસબિહારીને આવી જવા જણાવ્યું અને રાસબિહારી પંજાબ આવ્યા. પિંગળેએ કરેલી વ્યવસ્થા અને તૈયારીઓ જોઈને એ ખુશ થયા. આખા પંજાબમાં ૧૧મી ફેબ્રુઆરીની રાહ જોવાઈ રહી હતી. પણ કમનસીબે એક પોલીસે બધી ઘટના બહાર પાડી દીધી અને અદિાલન થોડા વખત માટે મુલતવી રાખવામાં આવ્યું. પ્રાંતભરમાં પકડાપકડી શરૂ થઈ અને કરેલા કાર્ય પર પાણી ફરી વળ્યું.

કરતારસિંહ સિમા પ્રાન્તમાં જતા રહ્યા હતા રાસબિહારી અને પિંગળે બનારસ તરફ જતા રહ્યા. પિંગળેને આ કાર્યથી ઘણું ખોટું લાગ્યું હતું અને ઘણું દુઃખ થતું હતું પણ નછૂટકે તેને પંજાબ છોડવું પડ્યું હતું. રસ્તે જતાં મરેઠ ઊતર્યો અને મરેઠ છાવણીમા સિપાઇઓમાં અસંતોષની આગ સળગાવતો ગયો.

વિશ્વાસુ આદમીને વિશ્વાસઘાત કરવો એ કંઈ મોટું કામ નથી. પિંગળેને એક મુસલમાન હવાલદાર કે જેને પિગળે ઘણો ચાહતો હતો તેણે પકડાવ્યો. જે સમયે પિંગળેને પકડવામાં આવ્યો હતો તે વખતે પિંગળે પાસે ખતરનાક દશ બોમ્બ હતા. પિંગળે ઉપર કેસ ચાલ્યો અને કોર્ટે ૧૯૧૫ના નવેમ્બરની ૧૬મીએ ફાંસી આપવાનું જાહેર કર્યું. તે દિવસે જ્યારે પિંગળેને પૂછવામાં આવ્યું કે તેમને કોઈ પણ ચીજવસ્તુની ઇચ્છા હોય તો જણાવે ત્યારે પિંગળેએ જણાવ્યું કે ફક્ત મને બેડીઓથી મુક્ત કરો અને મને

પ્રાર્થના કરવા દો ફાંસી દેવાને ફક્ત દશ મિનિટ બાકી હતી તે વખતે પિંગળેના હાથે તથા પગેથી બેડીઓ કાઢી લેવામાં આવી અને તેને પ્રાર્થના કરવા દેવા માટે છૂટથી બેસવાની રજા આપવામાં આવી. હાથ જોડી ઈશ્વર પાસે આખરી પ્રાર્થના આ પ્રમાણે હતી 'ભગવાન, જેને માટે આજે અમે જીવનનું બલિ આપી રહ્યા છીએ તેનો ભાર તારા ઉપર છે મારી એક જ ઇચ્છા છે કે ભારત એક આઝાદ સ્વતંત્ર દેશ બનો ' આટલું બોલી એક કૂદકો મારી ફાંસીના માંચડા ઉપર ચડી ગયો અને પોતાને હાથે જ ફાંસીની દોરીનો ફાંસો પોતાના ગળામાં નાખી દીધો. અને કોઈનો પણ સ્પર્શ થાય તે પહેલાં આ દેશ છોડી પરલોકમાં ભારત ભરના સિતમોનો સંદેશ લઈ પહોંચી ગયો

જે બોમ્બ સાથે પિંગળે પકડાયો હતો તેનો રીપોર્ટ રૌલટ રીપોર્ટમાં કરવામાં આવ્યો હતો કે જો એક બોમ્બ છાવણી ઉપર નાંખવામાં આવે તો જરૂર અડધોઅડધ છાવણીનો નાશ થાય

રાસબિહારીએ પોતાની ડાયરીમાં લખ્યું છે કે 'મને ખબર હોત કે મુસલમાન હવાલદાર તેને ફસાવશે તો લાખ લાખ વિનવણી કરવા છતાં પિંગળેને મેરઠ જવા દેત નહીં અગર મેરઠથી પાછો મને આવી મળ્યો હોત તો તેને કોઈ દિવસ આવી હિલચાલમાં જવા દેત નહીં પણ તેને રચનાત્મક અને તૈયારીના કાર્યમાં પરોવી દેત પિંગળે બહાદુર હતો તે સદા એક આજ્ઞાકારી સિપાઈની માફક નીડરપણે પોતાનું કાર્ય કરતો '

પિંગળેને કાર્ય કરવાને વણો થોડો સમય મળ્યો હતો પણ તે સમયમાં એક સારામાં સારા કાર્યકર્તાને છાજે એવી નામના મૂકતો ગયો છે. એના જેવું કાર્ય બીજા કાર્યકર્તા આટલા થોડા સમયમાં કરી શકત નહીં.

## શ્રી સોહનલાલ પાઠક

સમગ્ર ભારતમાં જ્યારે વિપ્લવની આગ ભડકી ઊઠી હતી, ત્યારે ભારતની સમીપ આવેલો બ્રહ્મદેશ એનાથી કેમ અલગ રહી શકે? સ્વાધીનતાપ્રેમી બ્રહ્માઓએ તો આ પહેલાં પણ અનેક વાર ક્રાન્તિની યોજનાઓ કરી હતી, પરંતુ સુદૃઢ સંગઠનના અભાવથી તે સફળ થઈ શકી ન હતી. ત્યાં ક્ષેત્ર તો તૈયાર પડયું હતું, પરંતુ બીજ વાવવાની જ વાર હતી.

સને ૧૯૧૪ની આ વાત છે અમેરિકાના 'ગદ્દર પક્ષ' તરફથી લગભગ બધા જ દેશોમાં ક્રાન્તિ-પ્રચારાર્થે માણસો મોકલવામાં આવતા હતા એટલે શ્રી સોહનલાલ પાઠકને પણ નારાયણસિંહની સાથે બ્રહ્મદેશમાં પ્રચારકાર્ય કરવાને માટે મોકલવામાં આવ્યા.

સૌથી પહેલાં તેઓ બેંગકોક આવ્યા અને થોડાક દિવસ ત્યાં રહીને ત્યાં પ્રચારકાર્ય કરીને પછી તેઓ રંગૂન ખાતે આવ્યા હતા અત્રે એમણે સંગઠિત સ્વરૂપે પોતાનું કાર્ય શરૂ કરી દીધું.

સને ૧૯૧૪ના ફેબ્રુઆરીની તા. ૨૧મીનો દિવસ ઉત્તર હિંદમાં ક્રાન્તિ માટે નિયત કરવામાં આવ્યો હતો તેને માટે જોસપૂર્વક તૈયારીઓ ચાલી રહી હતી સૌને પૂરી આશા હતી કે, એકવાર ફરી વખત રણચંડીનું તાંડવનૃત્ય શરૂ થઈ જશે અને ભારતનો સુવર્ણ દિન પુનઃ પ્રગટશે. પરંતુ વિધિની ગતિ કોણ જાણે છે?

તા. ૨૧મી ફેબ્રુઆરીનો દિવસ વીતી ગયો. ભેદ ખુલ્લો થઈ જવાને લીધે એ બળવો થઈ શકયો નહીં, અને ચારે કોર ગિરફતારીઓ શરૂ થઈ ચૂકી. પણ ક્રાન્તિકારીઓને માટે આ વાત કંઈ નવીન ન હતી. એ તો અનેક ભીષણ પરિસ્થિતિઓનો મુકાબલો કરવાને માટે જ નિર્માયેલા હોય છે કર્મણ્યેવાધિકારસ્તે- નો જીવનમંત્ર લઈને જ તેઓ આ ક્રાન્તિક્ષેત્રમાં ઝુકાવે છે. ફળ મળે કે ન મળે, એની એમને પરવા હોતી નથી.

પાઠકજી આ અસફળતાથી લેશ માત્ર પણ હતોત્સાહ ન બન્યા, અને પૂર્ણઉત્સાહ અને ઉમંગ સાથે ફરીવાર તેઓ પોતાની ક્રાન્તિયોજનામાં ગૂથાઈ ગયા. ફરીવાર સિપાઈઓમાં વિરોધની આગ સળગવા લાગી સિપાઈઓ તરફથી એમને કોઈ અનિષ્ટ થવાની આશંકા ન હતી, પરંતુ એક દિવસ એક જમાદારે એમને ગિરફતાર કરાવી દીધા.

સને ૧૯૧૪નો ઓગસ્ટ મહિનો હતો એક દિવસ પાઠકજી 'મેમિયો'ના તોપખાનામાં બળવાનો પ્રચાર કરવા ગયા હતા. એ વખતે ઉપયા દેશદ્રોહી જમાદારે એમને એક ઠેકાણે લઈ આવીને પકડી લીધા સોહનલાલજી એ વખતે ખાલી ન હતા. એમની પાસે છૂપી રીતે એક પિસ્તોલ અને ૨૭૦ કારતૂસો હતાં અને જમાદાર પણ એકનો ન હતો પાઠકજી જો ધારત તો એ વખતે જમાદારને નરકને દ્વારે પહોંચાડી દીધો હોત. પરંતુ પાઠકજીએ એ વખતે પોતાની શક્તિનો કોઈક પણ કારણે પ્રયોગ ન કર્યો અને જમાદારના હાથમાંથી છટકવાની કાંઈ ચેષ્ટા ન કરી એમણે જમાદારને સમજાવવાની કોશિશ કરી કે, 'હું તારો ભાઈ છું. અને પકડાવી દેવામાં તને શો ફાયદો થવાનો છે? ભાઈ સાથે વિશ્વાસઘાત કરવામાં તને જરા પણ શરમ નથી આવતી?'

પાઠકજીનો જમાદારને સમજાવવાનો, જમાદારનો હૃદયપલટો કરાવવાનો આવો પ્રયાસ નિષ્ફળ ગયો, અને પાઠકજી ગિરફતાર થઈ ગયા.

પાઠકજીનો આત્મા ઉદાર હતો. એમણે શત્રુ તરફ પણ પોતાની ઉદારતા દાખવી, અને પોતાનું કર્તવ્ય બજાવ્યુ. પોતાના જ એક ભાઈ દ્વારા વિશ્વાસઘાત થયા છતાં પણ એમણે તેને ક્ષમા આપી અને તેને બદલે પોતાના પ્રાણ આપી દીધા.

હવે, પાઠકજીને જેલના સળિયાઓ પાછળ બંધ કરી દેવામાં આવ્યા, અને એમની ઉપર મુકદ્દમો ચલાવવામાં આવ્યો જેલોમાં કેવી નિર્દયતાપૂર્વક જેલના કાનૂનોનું પાલન કરાવવામા આવે છે એ લોકો સારી પેઠે જાણે છે. કોઈ કેદી એ નિયમોનું પાલન ન કરે, તો તેને ભીષણ દંડ આપવામાં આવે છે. પરંતુ પાઠકજી તો કહેતા હતા કે, 'જ્યારે હું અંગ્રેજોના રાજ્યને અન્યાયી અને અત્યાચારી જ માની રહ્યો છું, ત્યા પછી એમના જેલ નિયમોને મારે શા માટે માનવા જોઈએ?

કોઈ અધિકારી જેલની મુલાકાતે આવે તો સલામ કરવાનું તો બાજુએ રહ્યુ પરંતુ તેમના આવવાથી પાઠકજી ઊભા પણ થતા ન હતા, અને એમ કરવામા તેઓ પોતાની શાનની વિરુદ્ધ સમજતા હતા એમ છતાં પાઠકજી કોઈ સાથે અશિષ્ટતાભર્યો વ્યવહાર કરતા ન હતા તેઓ સૌ પ્રત્યે નમ્રતાભર્યો વ્યવહાર રાખતા અને મીઠાશથી બોલાવતા–ચલાવતા હતા

એક વખત બ્રહ્મદેશના લોર્ડ મહોદય જેલ જોવાને આવ્યા. જેલરે સોહનલાલને વિનંતી કરી કે તેઓ જ્યારે આવે, ત્યારે ઊભા થઈને તેમનું સ્વાગત કરવુ. પણ પાઠકજી જેલરના આ અનુરોધને માનવાને તૈયાર ન થયા હવે જેલરે એક ચાલ રમી જે

વખતે લોર્ડ મહોદય જેલમાં આવ્યા, ત્યારે જેલર પહેલાંથી જ પાઠકજીની પાસે આવીને ઊભા રહ્યા. સભ્યતાને ખાતર પાઠકજી પણ ઊભા થઈને એમની સાથે વાત કરવા લાગ્યા. આ વખતે જ લોર્ડ મહોદય ત્યાં આવી પહોંચ્યા અને ઊભાં ઊભાં જ પાઠકજીની સાથે તેમને વાતચીત થઈ ગઈ. પોતાની બે કલાકની વાતચીતમાં લોર્ડ મહોદયે પાઠકજીને સમજાવ્યું કે, 'તમે માફી માગી લ્યો, તો તમને પ્રાણદંડમાંથી મુક્તિ આપવામાં આવે '

પરંતુ પાઠકજીએ માફી માગવાની સાફ ના પાડી દીધી. અંતે એમને ફાંસીની સજા ફરમાવવામાં આવી. ફાંસી આપવાનો દિવસ આવી પહોંચ્યો સોહનલાલને ફાંસીના મંચ આગળ ખડા કરી દેવામાં આવ્યા. આ વખતે અંગ્રેજ ન્યાયાધીશે એમની પાસે આવીને ફરીવાર કહ્યું કે, 'માફી માગી લ્યો અને મોતના મુખમાંથી બચી જાઓ! કેવળ મોઢેથી જ માફી માગશો, તોપણ ચાલશે'

આ વખતે જેલના સર્વે કર્મચારીઓ સોહનલાલના મોઢા સામે જોવા લાગ્યા. થોડી વાર ગાઢ નિસ્તબ્ધતા છવાઈ ગઈ અને ત્યાર બાદ શહીદીઘેલા સોહનલાલ બોલી ઊઠ્યા

'ફરી પાછી એ જ વાત ? શું હું અંગ્રેજો પાસે ક્ષમા માગું ? મારે ક્ષમા માગવી જોઈએ કે અંગ્રેજોએ ? અમે કોઈ અપરાધ નથી કર્યો, જેથી ક્ષમા માગવી પડે. ખરા અપરાધી તો અંગ્રેજો જ છે તમે તમારી ફરજ બજાવો હું તે માટે તૈયાર છું '

આ સાંભળીને ચારેકોર સ્તબ્ધતા પ્રસરી ગઈ જોતજોતામાં ફાંસીની દોરીએ સોહનલાલજીના ગળા આસપાસ ભરડો લઈ લીધો અને એમનું દિવ્ય શરીર દોરી વડે લટકવા લાગ્યું. સોહનલાલનો આત્મા અનંતમાં વિલીન થઈ ગયો.

આવી વીરતા અને આવા ઉત્સાહ સાથે મૃત્યુને આવકારનારા શહીદો વિરલ હોય છે.

## કુંવર પ્રતાપસિંહ

સ્વતંત્રતાના સંગ્રામ માટે રાજપૂતાના આજથી જ નહીં પણ વરસોથી પ્રસિદ્ધ છે. રાજપૂતાનાએ સ્વતંત્રતાને માટે જે રક્ત રેડ્યું છે, એ કોઈથી અજાણ્યું નથી. હજારો નહીં, લાખ્ખો રાજપૂતોએ પોતાનો જાન હથેળીમાં લઈને પોતાના પ્યારા ચિતોડને માટે સમર્પી દીધા છે. રાણા પ્રતાપે આજીવન કષ્ટોનો સામનો કરીને પણ મુસલમાનોની પરાધીનતા સ્વીકારી ન હતી. એ વીર રાણાના રક્તનો સંચાર કુંવર પ્રતાપસિંહમાં પણ થયો હતો. તેઓ પણ દેશની સ્વતંત્રતાને માટે ઉન્મત્ત થઈ ઊઠ્યા હતા.

કુંવર પ્રતાપની ગણના રાજપૂતાનામાં અગ્રગણ્ય ધનિક જમીનદારોમાં થતી હતી. પરંતુ દેશસેવાને ખાતર એમણે પોતાની સારીય સમૃદ્ધિ નષ્ટ કરી નાખી હતી અને ઘરબાર છોડી દેવા પડ્યાં હતાં.

દિલ્હી ષડયંત્રના મામલામાં પ્રતાપ અને પ્રતાપના બનેવી પકડાઈ ગયા હતા. પરંતુ તેમની વિરુદ્ધમાં કોઈ ખાસ પ્રમાણો ન હોવાથી તેમને છોડી દેવામા આવ્યા હતા. તે પછી થોડા જ દિવસમાં કોટામાં એક બીજા રાજનૈતિક બનાવને કારણે પ્રતાપના પિતા સરદાર કેસરીસિંહને આજન્મ કાળાપાણીની સજા થઈ. પરંતુ કેસરીસિંહની તબિયત સારી નહીં રહેવાથી તેમને આંદામાન મોકલવામાં ન આવ્યા અને જેલમાં જ રાખવામાં આવ્યા.

પ્રતાપના સગા કાકા ઉપર પણ વોરંટ નીકળ્યું હતું એટલા માટે સરદાર કેસરીસિંહ અને એમના ભાઈની સારીય સંપત્તિ જપ્ત થઈ ગઈ અને એમના કુટુંબની માનમિલકત પણ એટલા માટે જપ્ત કરી નાખવામાં આવી હતી કે, પ્રતાપના કુટુંબ સાથે એમનો સંબંધ હતો. આ પ્રકારે એક સમૃદ્ધ કુટુંબ રસ્તાનું ભિખારી બની ગયું

પ્રતાપની માતાના દુ:ખનો પાર નહોતો તે આજે એક સબંધીને ત્યાં રહેતી, તો આવતી કાલે બીજાને ત્યાં જ્યારે કોઈ રીતે પણ ગુજારો ચલાવવાનું મુશ્કેલ બની ગયું ત્યારે તે પોતાના પિતાને ઘેર રહીને દિવસ કાપવા લાગી અને પ્રતાપના મામાની હાલત પણ સારી ન હતી પરંતુ ભગવાનની લીલા અજબ છે જેને તે આગળ વધારવા માગે છે, તેની તે પહેલાં જ પૂરી કસોટી કરી લે છે પ્રતાપ પાસેથી ઈશ્વરને કંઈ કામ લેવું હતું, એટલે આ પ્રકારે તેણે એની કસોટી કરવા માંડી

આવી મુશ્કેલ અવસ્થામાં પણ પ્રતાપસિંહ વિપ્લવવાદી દળમાં કામ કરી રહ્યા હતા કોઈ કારણને લીધે તે આ દળમાં શામિલ થયા ન હતા પરંતુ પોતાની ફરજ સમજીને જ શામિલ થયા હતા પોતાની મુશ્કેલ દશામાં પણ પ્રતાપ સદાય પ્રસન્નચિત્ત રહેતા હતા, તેમનામાં નિરાશા કે બીરુતાનું નામનિશાન ન હતું.

હવે પ્રતાપને ધીરે ધીરે ક્રાન્તિકારીઓ સાથે વધુ ને વધુ પરિચય થવા લાગ્યો એમણે રાજપૂતાનાને પોતાનું કાર્યક્ષેત્ર બનાવી દીધું હતું જે વખતે સચીન્દ્રનાથ સન્યાલ ઉત્તર હિન્દની ક્રાન્તિપ્રવૃત્તિ તપાસવા માટે રાસબિહારી સાથે પરિભ્રમણ કરી રહ્યા હતા ત્યારે પ્રતાપ પણ સન્યાલની સાથે દિલ્હી ગયા હતા અવધવિહારીને ગિરફતાર કરવામાં આવ્યા પછી દિલ્હીના વિપ્લવદળનો ભાર

લક્ષ્મીનારાયણ અને ગણેશલાલને માથે પડ્યો હતો. કેટલાક દિવસ્ તો આ મહાનુભાવોએ ઉત્સાહપૂર્વક કામ કર્યું, પરંતુ તે પછી તેમનો ઉત્સાહ ઘટવા લાગ્યો, અને દિલ્હીમા ક્રાન્તિદળનું કામ કંઇ આગળ વધી શક્યું નહીં હવે દિલ્હીના કેન્દ્રને મજબૂત બનાવવાની જરૂર હતી. સચીન્દ્રનાથ સન્યાલ અને પ્રતાપસિંહ નવી રીતે કામ ચલાવવાને માટે ત્યાં ગયા. પ્રતાપે ભાડેથી એક મકાન લીધું અને ત્યાં જ રહેવાનું શરૂ કર્યું. પરતુ જરૂર પડે તો તેઓ રાજપૂતાના જતા હતા. આ જાતનો ક્રમ બહુ સમય સુધી ચાલુ રહ્યો આમ કરવામાં પ્રતાપનો આશય રાજપૂતાનાથી કેટલાક નવજવાનોને લાવીને ક્રાન્તિદળ મજબૂત બનાવવાનો હતો. આ કામ જોરથી ચાલુ રહ્યું.

પરતુ દિલ્હીના ષડ્યંત્રના બનાવમાં પ્રતાપ પકડાઈ ગયા, અને તેમને જેલમાં બધ કરી દેવામાં આવ્યા. હવે એમની ઉપર ક્રાન્તિકારી દળમાં શામિલ થવાનો આરોપ મૂકવામાં આવ્યો. અને સખ્ત કેદની સજા પણ ફરમાવવામાં આવી.

પ્રતાપ પકડાઈ ગયા પછી પોલીસે ઘણા દિવસો સુધી તેમને અનેક પ્રલોભનો આપી છૂપી બાતમીઓ આપવા લલચાવ્યા. પોલીસ તેમને કહેતી કે બધી ગુપ્ત વાતો કરી દેવામાં આવશે તો કેવળ પ્રતાપને જ નહીં પણ એમના પિતાને પણ છોડી મૂકવામાં આવશે. એટલું જ નહી પરંતુ એમના કાકા ઉપરનો મુકદ્દમો પણ પાછો ખેંચી લેવામાં આવશે. વળી એમની બધીય સંપત્તિ પાછી આપી દેવામાં આવશે અને એ ઉપરાંત ઇનામ પણ આપવામાં આવશે.

પ્રતાપ પોલીસની આવી લાલચો સાંભળી રહેતા અને મનમાં હસતા પોલીસે બધા ઉપાયો અજમાવી લીધા, પરતુ એમને ક્રાન્તિકારીઓની ગુપ્ત વાતોનો પત્તો ન મળ્યો તે ન જ મળ્યો.

તેમના દિલને આઘાત લાગ્યો. એમને ત્યાંના હિન્દીઓની દુર્દશાનું પણ ભાન થયું. કેનેડામાં તેમને ભાઈ સુંદરસિંહ, ભાઈ હરનામસિંહ, અને અર્જુનસિંહ સાથે મૈત્રી બંધાઈ અને એમની મૈત્રીનો એમના દિલ ઉપર ઊંડો પ્રભાવ પડ્યો

એ સમયે કેનેડામાં રહેતા હિન્દીઓ ઉપર ત્યાંના રહીશો ભારે અત્યાચાર કરી રહ્યા હતા. તે એટલે સુધી કે બહુ પ્રયાસો કરવા છતાં પણ હિન્દુસ્તાનીઓને કોઈ સ્થળે કોઈ જગા જ મળતી ન હતી વળી ત્યાંના હિન્દીઓમાં માંહોમાંહે પણ વિખવાદ હતો આવી પરિસ્થિતિમા આ મિત્રમંડળીએ આગળ કદમ બઢાવ્યા અને ત્યાંના ભારતીઓનુ સગઠન કર્યું આ કાર્ય માટે તે સૌએ મળીને એક ગુરુદ્વારા પણ સ્થાપ્યુ. હિન્દુ મૃતદેહો બાળવા માટે થોડીક જમીન ખરીદવામાં આવી કારણકે કેનેડા વાસીઓ હિન્દુઓને લાશ જલાવવા દેતા ન હતા.

આ હિન્દીઓની કારવાઈઓ જોઈને ત્યાંના ગોરા લોકો ભડકી ઊઠ્યા તેમને સમજાયુ કે અત્રેના હિન્દીઓમાં જાગૃતિ આવી રહી છે આ સૌ જોઈને કેનેડાના હિન્દીઓને હડુરાસ નામના ટાપુ ખાતે મોકલી આપવાના પ્રયાસો ગતિમાન થયા અને બીજી તરફ એક નવો કાનૂન ઘડી કાઢવામાં આવ્યો, જે અનુસાર કોઈ પણ નવો હિન્દી કેનેડામાં ઊતરી શકતો ન હતો

હિન્દીઓએ આ જાતના અમાનુષી કાનૂન સામે વિરોધ કર્યો બીજી તરફ હડુરાસ ટાપુ જોવા માટે બે માણસો મોકલવામાં આવ્યા આ બન્નેએ એવી જાતનો અહેવાલ પેશ કર્યો કે એ ટાપુનાં હવાપાણી આરોગ્યને માટે ખૂબ ખતરનાક છે આ અહેવાલને આધારે હિન્દીઓને એ ટાપુ ખાતે મોકલવાનુ બંધ રહ્યુ આ જોઈને ગોરા લોકો હિન્દીઓ ઉપર વધુ ખિજાયા.

ભાઈ ભાગસિંહ અને તેમના મિત્રોએ હવે વિચાર્યું કે, આ હિન્દી–વિરોધી કાનૂન સામે કોઈ બળવાન ચળવળ નહીં કરવામાં આવે તો હિન્દીઓ કેનેડામાં પગ મૂકી શકશે નહીં. આમ વિચારીને તેઓ પોતાનાં કુટુંબીજનોને ઘરેથી અત્રે લાવવા માટે હિન્દ જવાને ઊપડી ગયા. ભાઈ ભાગસિંહ પોતાના બીજા બે મિત્રોની સાથે હિન્દમાં આવ્યા. પરંતુ હિન્દમાં તો તેમની પત્નીનું અવસાન થઈ ચૂક્યું હતું. એટલે એમણે પેશાવરની એક સ્ત્રી સાથે ફરી લગ્ન કર્યાં અને તેને લઈને અમેરિકા જવાને ઊપડી ગયા.

હોંગકોંગ આવતાં માલૂમ પડ્યું કે તેમને કેનેડા જવાની ટિકિટ નહીં આપવામાં આવે. બહુ પ્રયત્ન કરવા છતાં ટિકિટ નહીં મળવાથી તેમને બહુ વખત સુધી ત્યાં રોકાઈ જવું પડ્યું. અત્રે એમના પુત્ર જોગેન્દ્રસિંહનો જન્મ થયો હતો. આખરે બહુ પ્રયાસો પછી તેઓ વાંકુવર પહોંચ્યા, અને બહુ ખટપટ પછી જ તેમને ત્યાં ઊતરવા દેવામાં આવ્યા.

ગોરાઓના આવા વ્યવહારોથી એમના મગજમા અનેક ઊથલપાથલો શરૂ થઈ. એમને જણાયું કે, જ્યાં સુધી ભારત દેશ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી બધા દેશોના લોકો ભારતીઓ તરફ આ રીતે અપમાનજનક વર્તાવ રાખ્યા જ કરશે. એ દરમિયાનમાં કેનેડાના હિન્દીઓમાં ક્રાન્તિની ભાવના જગાવવા માટે અમેરિકામાં 'ગદ્દર' નામનું એક પત્ર નીકળવા માંડ્યું હતું. ભાગસિંહે આ પત્ર આગળ વધારવા માટે તનતોડ પ્રયાસો શરૂ કરી દીધા. ભાગસિંહના પ્રયાસોથી કેનેડામાં આ પત્રની સારી ખપત થવા લાગી હતી.

ઈમીગ્રેશનવાળાઓ સાથે ઝગડો ચાલી રહ્યો હતો, એવામાં

હવે પ્રતાપને સતાવવાનું પોલીસે શરૂ કરી દીધું. પોલીસ શામ, દામ, દંડ અને ભેદ સર્વે રીતો અજમાવવા ચાહતી હતી. એક વખત તો પોલીસને એવું પણ લાગ્યું હતું કે પ્રતાપ સઘળી વાતો ફોડી નાખશે. પણ જ્યારે પોલીસ પ્રતાપને મળવા આવી, ત્યારે પ્રતાપે એમને સીધો જ જવાબ આપી દીધો કે 'જુઓ હું તમને કોઈ જ ગુપ્ત વાત કહેવા માગતો નથી. તમારા પ્રયત્નો મિથ્યા છે. અત્યારે તો કેવળ મારી માતા જ એકલી દુઃખી થઈ રહી છે, પરંતુ હું જો ગુપ્ત વાતો પ્રગટ કરી દઉં તો બીજા કેટલા લોકોની માતાઓને દુ:ખ ભોગવવું પડે? એક માતાને બદલે કેટલી માતાઓનાં હૈયાં ફફડી ઊઠે?'

બરેલી જેલમાં અંગ્રેજોની સજા ભોગવતાં ભોગવતાં એમનું નશ્વર શરીર આખરે એમના આત્માને સાથ દઈ શક્યું નહીં એ સમયે પ્રતાપની વય કેવળ ૨૨ વર્ષની હતી. ભારતનાં દુર્ભાગ્ય હતાં કે પ્રતાપ જેવા વીર યુવકો વધુ સમય તેની ધરતી ઉપર ન ટકી શક્યા. દેશને ખાતર ભિખારી બની જાય, કેવળ ભિખારી જ નહીં પણ પ્રાણ સહિત સર્વસ્વ ગુમાવી દે એવા યુવકોને શત શત ધન્યવાદ હો!

## ભાઈ ભાગસિંહ

સાધારણ કુટુબમાં જન્મ લઈને, મામૂલી શિક્ષણ મેળવીને જેણે પોતાનાં કાર્યો દ્વારા માનવસમાજને ચકિત કરી નાખ્યો હોય એવા ઉદાહરણો મળવા ઇતિહાસમાં દુર્લભ છે.

ભાઈ ભાગસિંહ એવા આંગળીને વેઢે ગણાય એવા રત્નોમાંના એક હતા એમનો જન્મ લાહોરે જિલ્લાના 'ભિખ્ખીવિંડ' નામના ગામમા થયો હતો. એમની માતાનું નામ માનકુવરી હતું. પોતાની ૨૦ વર્ષની ઉંમર સુધી એમણે ઘરે રહીને જ ખેતીવાડીનું કાર્ય કર્યું હતુ દરમિયાનમાં તેમણે ગુરુમુખી ભાષાનુ જ્ઞાન મેળવી લીધુ હતું. એમની બાલ્યાવસ્થા રમવા-કૂદવામાં અને મસ્તીમાં વીતી હતી ૨૦ વર્ષની વયે તેઓ લશ્કરમાં જોડાયા હતા. પાંચ વર્ષ લશ્કરમાં સેવા બજાવી તેઓ ઘરે પાછા ફર્યાં વિના જ ચીન ચાલ્યા ગયા હતા અને હોંગકાંગની પોલીસમાં ભરતી થઈ ગયા હતા.

અઢી વર્ષ સુધી ત્યાં કામ કર્યા બાદ ત્યાંના જમાદાર સાથે તેમને અણબનાવ થતાં તેઓ શાંઘાઈ ચાલ્યા ગયા, અને ત્યાંની મ્યુનિસિપાલિટીમા જોડાયા ત્યાં પણ એમને અનુકૂળ ન આવવાથી તેઓ કેનેડા જઈ રહેલા શિખોની સાથે કેનેડા ચાલ્યા ગયા. અહીંથી એમના જાહેર જીવનની શરૂઆત થાય છે.

અમેરિકામાં ગોરાઓનો સ્વેચ્છાચાર અને નિરંકુશતા જોઈને

'કામાગાટામારૂ' નામનું જહાજ કેનેડા ખાતે આવી પહોંચ્યું. પણ ગોરાઓએ એ જહાજને પોતાના ઘાટ આગળ લાંગરવા ન દીધું, એટલે ભાગસિંહે એક નવો ઘાટ ખરીદ્યો અને એ જહાજને એ વર્ષે ત્યાં જ લાંગરવામાં આવતું. હવે ગોરાઓએ જોયું કે, પોતાનો આ દાવ પણ નિષ્ફળ ગયો છે, ત્યારે એ લોકોએ એ જહાજના માલિકને ભડકાવી મૂક્યો કે, જહાજનું ભાડું પહેલેથી જ લઈ લ્યો. બિચારા હિન્દીઓ મુસીબતમાં મુકાઈ ગયા. એમની પાસે સરસામાન સિવાય રૂપિયા ક્યાં હતા? આ સંકટ જોઈને ભાગસિંહ તથા તેમના અન્ય સાથીઓએ રૂપિયા એકઠા કર્યા. સાથોસાથ જહાજનો 'ચાર્ટર' પણ પોતાના નામે લખાવ્યો.

એ પછી ભાગસિંહને દક્ષિણ બ્રિટિશ કોલંબિયા ખાતે પોતાના કેટલાક સાથીઓ સાથે આ સંબંધી વાતચીત કરવા માટે જવું પડયું, ત્યાં તેમને સર્વેને ગિરફતાર કરીને જેલમાં ધકેલી દેવામાં આવ્યા પરંતુ તે પછી તેમને છોડવામાં આવ્યા. આવે વખતે જ એ જહાજ પાછું જવાને તૈયાર હતું. ઘણાં હિન્દીઓ પાસે ખોરાક જેટલા પૈસા પણ ન હતા. ભાગસિંહે તેમને સર્વે પ્રકારની સહાયતા આપવાનો પ્રબંધ કર્યો હતો.

જહાજવાસીઓને સહાય આપવા માટે તથા પોતાના સ્વતંત્ર વિચારોને કારણે ભાગસિંહ ઉપર ગોરા લોકો હવે ખૂબ ચિડાઈ ગયા હતા અને ખૂનનાં કાવતરાં પણ કરવા લાગ્યા હતા.

હવે ગોરા લોકોએ બેલાસિંહ નામના એક દુષ્ટ શિખને પોતાના પક્ષમાં લઈ લીધો, અને તેને પ્રલોભનો આપીને ભાગસિંહને ખતમ કરી નાખવાને તૈયાર કર્યો.

એક દિવસ ગુરુદ્વારામાં ભાગસિંહ ગ્રંથસાહેબનો પાઠ કરી રહ્યા હતા ત્યારે બેલાસિંહે છૂપી રીતે અચાનક તેમની ઉપર ગોળી

ચલાવી. ઘાતકીને પકડવાનો પ્રયાસ કરતાં ભાઈ વતનસિંહ પણ માર્યા ગયા. ભાગસિંહને ઇસ્પિતાલમાં લાવવામાં આવ્યા અને ગોળીના જખમ ઉપર તેમનુ ઓપરેશન કરવામા આવ્યુ ઓપરેશન વખતે તેઓ તદ્દન શુદ્ધિમાં હતા, અને પોતાના મિત્રોને ઉત્સાહ આપી રહ્યા હતા એ સમયે પણ તેમના મુખ ઉપર દુ ખનુ નામનિશાન ન હતુ

ઓપરેશન બાદ તેમની જીવાદોરી બહુ લબાઈ ન હતી અ ત સમયે તેમણે એવી ઇચ્છા પ્રગટ કરી હતી કે, 'મારી ઇચ્છા તો સ્વત ત્રતાની લડાઈમાં જ શહીદ થઈ જવાની હતી પણ ઈશ્વરે મારુ' મોત આવી રીતે જ નિર્માણ કર્યું હશે ત્યાં મારો શો અપરાધ ? "

અંતે ૪૪ વર્ષની વયે તેઓ સ્વર્ગવાસી બન્યા આમ એક વીર પુરુષનુ એક દેશદ્રોહીના હાથે બલિદાન લેવાયુ

# ભાઈ વતનસિંહ

ભાઈ વતનસિંહ વાસ્તવિક રીતે શું હતા, એ તેમના મૃત્યુ પહેલાં કોઈ માણસો જાણતા ન હતા. તેઓ એક સાધારણ માનવી હતા નેતા બનવાની યા તો આત્મખ્યાતિ મેળવવાની એમણે સ્વપ્ને પણ પરવા રાખી ન હતી. પરન્તુ દેશપ્રેમ અને સ્વાભિમાન તેમના દિલમાં છલકતું હતું. તેઓ કેવળ મરવાનો મંત્ર શીખ્યા હતા અને એ પણ એક સાચા વીરનું મૃત્યુ મરવામાં માનનારા હતા.

પતિયાળા રાજ્યના કુબડવાલ નામના ગામમાં ભાઈ ભગેલસિંહને ઘેર એમનો જન્મ થયો હતો. બાલ્યકાળમાં ભેંસ પાળવાનો એમને બહુ શોખ હતો. એટલા માટે કેનેડામા પણ લોકો તેમને વતનસિંહ ગાયોવાળા અથવા ભેંસવાળા તરીકે ઓળખતા હતા.

તેઓ પોતાની ૨૨-૨૩ વર્ષની વય સુધી તો ઘરે જ રહ્યા હતા. પછી લશ્કરમાં જોડાયા હતા એમના જીવનનો ઘણોખરો ભાગ બ્રહ્મદેશમાં વીત્યો હતો કેટલાક દિવસ પછી લશ્કરી નોકરી છોડીને તેઓ ઘરે પાછા ચાલ્યા આવ્યા હતા અને દશ વર્ષ સુધી વતનમાં રહ્યા હતા પરંતુ એ પછી તેમનો જીવ ઊંચોનીચો થયો, અને હોંગકોંગ જવાને પ્રયાણ કરી દીધું. હોંગકોંગમાં પાંચ વર્ષ વિતાવીને તેઓ કેનેડા જઈ પહોંચ્યા. પણ ત્યાં પોતાની ઓળખાણ-પિછાણવાળો કોઈ આદમી ન હતો.

વાંકુવર તો પહોંચી ગયા પણ હવે ક્યાં જવું? એવો વિચાર એમને આવ્યો. બહુ પૂછપરછ કર્યા પછી તેમને શિખોના ગુરુદ્વારાનો પત્તો હાથ લાગ્યો અને ત્યાં જ જવાનો નિશ્ચય કર્યો. ત્યાં રહીને રોજગારની તલાશ કરતાં એક લાકડાના કારખાનામાં તેમને કામ મળ્યું; ત્યાં બીજા હિન્દી શિખો પણ કામ કરતા હતા.

આ જ કારખાનામાં ભાઈ ભાગસિંહ પણ કામ કરી રહ્યા હતા. એમના વિચારોનો પ્રભાવ વતનસિંહના મન ઉપર ઊંડો પડ્યો અને તેઓ ભાગસિંહને પોતાના ગુરુ લેખવા લાગ્યા. તેઓ હંમેશા ગુરુદ્વારા જતા અને સત્સંગમાં રસ લેતા. એમની આવી ધર્મરુચિ અને ધર્મપ્રેમ જોઈને તેમને ગુરુદ્વારા સમિતિમાં સભાસદ તરીકે લેવામાં આવ્યા હતા.

એ સમયે શિખોને ઈમીગ્રેશનવાળાઓ સાથે ઝગડો ચાલી રહ્યો હતો. ભાગસિંહ અને બલવંતસિંહને ખતમ કરી નાખવાનું ષડયંત્ર પણ રચાયું હતું. એ વખતે સેંકડો હિન્દીઓ હિંદ ભણી આવી રહ્યા હતા. ગોરા લોકો કેનેડાના હિન્દીઓની જાગૃતિ જોઈને ભડકી ગયા હતા અને બેલાસિંહને પોતાની પ્રલોભન-જાળમાં ફસાવીને હિન્દી નેતાઓનું ખૂન કરવાનો પ્રપંચ રચી રહ્યા હતા.

એક દિવસ ભારે ઉત્સાહપૂર્વક શિખ દીવાન ભરાયો હતો. શિખો ગુરુઓની બલિદાન–કહાણીઓ રસપૂર્વક સાંભળી રહ્યા હતા. દીવાન પૂર્ણ થયો કે તુરત જ ધડાધડ પિસ્તોલની ગોળીઓ વછૂટવા લાગી અને લોકોએ ઉપર જોયું તો જણાયું કે નીચ બેલાસિંહ પિસ્તોલ તાકીને ઊભો છે, અને એક વીર મૃત્યુની ગોદમાં પડ્યો છે એ વીર નર ભાઈ ભાગસિંહ હતા. એ પાપી બેલાસિંહ આટલાથી સંતોષ ન માનતાં બલવંતસિંહને પણ ખતમ કરી

નાખવા માગતો હતો ભાઈ બાગસિંહ ઉપર બેલાસિંહે ગોળી ચલાવી ત્યારે વતનસિંહ તેમની પાસે બેઠા હતા બાગસિંહને ઘાયલ બનેલા જોઈને વતનસિંહે પ્રાણની પરવા કર્યા વિના હત્યારાને પકડવાનો પ્રયત્ન કર્યો બસ, બીજી ગોળી બગ્ગતસિંહને લાગવાને બદલે વતનસિંહની છાતીને જ લાગી તેમ છતાં વતનસિંહ સિંહની માફક ગર્જના કરતાં ખૂની પાછળ પડ્યા, પરંતુ ત્રીજી ગોળી પણ તેમને લાગી વતનસિંહ તોય આગળ દોડતા રહ્યા અને ઉપરાઉપર ગોળીઓનો વરસાદ ઝીલતા ગયા વતનસિંહને એ રીતે કુલ્લે સાત ગોળીઓ વાગી અને તેઓ અનંત નિદ્રામાં પોઢી ગયા બેલાસિંહ છટકી ગયો

ભાઈ વતનસિંહ આજે જીવત નથી તોપણ તેમણે એક સાચા વીરની જેમ પોતાનો પ્રાણ આપીને ઇતિહાસમાં શહીદીને શોભાવી છે

## બલવંતસિંહ

બલવંતસિંહ દેશની સ્વતંત્રતા માટે ખૂબ તલસતા ભારતના નવજવાનોમાંના એક હતા. દેશની ગુલામ દશા એમની આંખોમાં નિરંતર ખટકયા કરતી હતી. માનતા હતા કે દેશની આઝાદી મેળવવી એ જ ઈશ્વરની સાચી ભક્તિ છે. જંગલો, પર્વતો અને કન્દરાઓમાં છુપાઈ બેસવું અને પ્રભુભક્તિ કરવાનો દંભ રાખવો એ નરી કાયરતા છે. અને અંતે આ સ્વતંત્રતા કાજે લડતાં લડતાં તેઓ ફાંસીના મંચ પર ચઢી ગયા.

આ વીરનો જન્મ જલધર જિલ્લાના ખુદપુર ગામમાં સને ૧૮૮૨માં થયો હતો. એમના પિતાનું નામ હતું બુદ્ધિસિંહ. કુટુંબ શ્રીમંત હતું. સૌ લોકો તેમની તરફ માન અને આદરની દૃષ્ટિએ નિહાળતા હતા. બલવંતસિંહને શરૂઆતમાં આદમપુરની પાઠશાળામાં શિક્ષણ માટે બેસાડવામાં આવ્યા હતા. મિડલ પસાર કર્યા પહેલાં જ ભણવાનું છોડીને તેઓ લશ્કરી ફોજમાં જોડાયા. ફોજમાં સંત કર્મસિંહજીના સહવાસની એમની ઉપર ઊંડી છાપ પડી. કર્મસિંહ મોટા ઈશ્વરભક્ત હતા અને હવે બલવંતસિંહ પણ ભક્તિ તરફ ઢળ્યા. ફોજમાં દશ વર્ષ નોકરી કર્યા પછી તેમણે નોકરી છોડી દીધી અને વિદેશયાત્રાએ ગયા. આ સમયે એમનું બીજી વારનું લગ્ન પણ થઈ ગયું હતું.

એ સમયે શિખ લોકો ચીન, બ્રહ્મદેશ અને કેનેડા જતા-આવતા હતા બલવતસિંહે ૧૯૦૫માં કેનેડા તરફ પ્રયાણ કર્યું. કેનેડામાં ભાગસિંહ સાથે તેમને પિછાણ થઈ અને કેટલીક વખત તો તેઓ ભાગસિંહના જમણા હાથ જેવા પણ ગણાતા હતા એ સમયે કેનેડામાં કોઈ ગુરુદ્વારા ન હતુ એમણે અને ભાગસિંહે સાથે મળીને ગુરુદ્વારા બનાવ્યુ ગુરુદ્વારા વડે કેનેડાના હિન્દીઓમા સગઠન સધાયુ અને ત્યાના ગોરાઓના અત્યાચારો સામે આંદોલન શરૂ થયું.

એ વખતે કેનેડામાં પ્રવાસી હિન્દુઓ તથા શિખોના મૃત-સંસ્કાર માટે ભારે મુશ્કેલી નડતી હતી મૃતદેહ બાળવાની તેમને મનાઈ હતી જે કોઈ આ મનાઈ-હુકમ વિરુદ્ધ કાર્ય કરતા હતા, તેમને ગોળના શિકાર બનવુ પડતું હતું. શ્રી બલવતસિંહે આ મુશ્કેલી દૂર કરવાનો પ્રબંધ કર્યો કેટલીક જમીન ખરીદવામાં આવી અને દાહસસ્કાર કરવાની આજ્ઞા પણ મેળવી લેવામા આવી કેનેડામાં ગુરુદ્વારા બનાવવામાં શ્રી બલવતસિંહનો ભારે હિસ્સો હતો, અને વળી તેઓ ઈશ્વરભક્ત હોવાથી તેમને ગ્રથી બનાવ વામાં આવ્યા હતા

શિખ લોકો કેનેડા આવતા હોવાથી ગોરા લોકો બહુ ચિડાતા હતા ગોરાઓની ચળવળને કારણે કેનેડાની સરકારે હિન્દીઓને હોંડુરાસ નામના દ્વીપમા મોકલી આપવાની યોજના તૈયાર કરી હતી પરતુ ભારતવાસીઓ ત્યાં જવાને તૈયાર ન થયા ઈમીગ્રેશન વાળાઓએ એક બીજો કાનૂન પણ ઘડયો હતો કે, હિન્દીઓ કેનેડામાં પોતાનાં કુટુબો ન રાખી શકે બલવતસિહ અને તેમના મિત્રોએ આ કાનૂન તોડવાનો નિર્ણય કર્યો આ નિશ્ચય મુજબ બલવતસિહ, ભાગસિંહ અને સુદરસિહ હિન્દ આવ્યા અને

પોતાનાં કુટુંબોને સાથે લઈને કેનેડા તરફ જવા નીકળ્યા પરંતુ હોંગકોંગ આગળ અટકી જવું પડયું. તેમને આગળ વધવાની ટિકિટ અપાઈ નહી, પણ આની અડચણોથી તેઓ અટકે એવા ક્યાં હતા ? એ ત્રણેએ આગળ વધવાનો નિશ્ચય કર્યો સુંદરસિંહ તો વાંકુવર જવા ઊપડયા અને બાકીના સાન ફ્રાન્સિસ્કો તરફ રવાના થયા

પરંતુ અમેરિકાના ગોરાઓએ તેમને પોતાના કિનારે ઊતરવા ન દીધા આથી તેમને પાછા હોંગકોંગ આવવું પડયું. આખરે બહુ પ્રયત્નો કર્યા પછી તેમને વાંકુવર જવાની ટિકિટ મળી તેઓ વાકુવર પહેચ્યા તો ખરા, પરંતુ તેમને તેમના કુટુંબો ઉતારવાની પરવાનગી ન અપાઈ આખરે ઓટાવાથી આવી પરવાનગી ન આવે ત્યાંસુધીની જામીનગીરી ઉપર તેમનાં કુટુંબોને ત્યાં ઊતરવા દેવાની રજા આપવામાં આવી પાછી આફત આવી ઓટાવાથી તેમનાં કુટુંબોને કેનેડામાં રહવા દેવાની આજ્ઞા ન મળી ઈમીગ્રેશનવાળાઓ તેમનાં કુટુંબીજનોને પાછા મોકલાવી દેવાને આવ્યા, ત્યારે શિખ લોકો લડી લેવાને તૈયાર થઇ ગયા છેવટે ગોરાઓને લાચાર બનીને પાછા વળવું પડયું.

કેનેડાના ગોરાઓની આવી અત્યાચારી કહાણીઓ કહેવાને અને કેનેડાના હિન્દીઓના યોગ્ય અધિકારોની માગણી કરવાને માટે એક પ્રતિનિધિ મડળ ઇંગ્લાંડ મોકલવામા આવ્યુ પ્રતિનિધિ મડળે બે વર્ષ સુધી ઇંગ્લાંડથી હિન્દ એમ ચક્કર ખાધા કર્યું, પરંતુ તેનુ કોઈ સાંભળ્યુ નહિ અને સર ઓડવાયરે તો આ લોકોને અમેરિકાના ગદર પક્ષના સભાસદો જ ગણી કાઢયા હતા પંજાબનો આ ગવર્નર જ જ્યાં હિંદીઓની પરવા કરતો ન હતો, ત્યાં પછી બહારનાઓ તો પરવા કરે જ શાની ?

પ્રતિનિધિમંડળે કાંઈ ફળ મેળવ્યું નહીં, પરંતુ શિખ લોકોએ પોતાનાં દુઃખદર્દો જગત સમક્ષ રજૂ કરી દીધાં હતાં. વાંકુવર પાછા ફરીને બલવંતસિંહે એક જોશીલું ભાષણ આપ્યું. તેમાં એમણે જણાવ્યું હતું કે, 'આપણી આ જાતની લાચારીનું એકમાત્ર કારણ આપણે ગુલામ છીએ એ જ છે. અને આપણે આવા અપમાનથી ત્યારે જ મુક્ત બની શકશું જ્યારે આપણે સ્વતંત્ર બની શકશું.'

આ લોકો પોતાની પ્રવૃત્તિઓમાં મશગૂલ બન્યા હતા, એવામાં 'કામાગાટામારૂ' નામનું પ્રસિદ્ધ હિન્દી જહાજ અમેરિકા ખાતે આવી પહોંચ્યું. ગોરી સરકારે એ જહાજને કિનારે લાગરવાની મનાઈ કરી. આથી આ જહાજ સાથે હિન્દીઓને જે મોટી મોટી આશાઓ હતી, તે સર્વે તૂટી પડી. કેનેડામાં જેટલા દિવસ આ જહાજ રોકાયું તેટલા દિવસ હિન્દીઓ પ્રત્યે અમાનુષી વ્યવહાર ચલાવવામાં આવ્યો. બલવંતસિંહ અને ભાગસિંહ કેનેડા સરકાર સામે ખૂબ લડ્યા અને ઈમીગ્રેશનવાળાઓની આંખમાં કણાની માફક ખૂચવા લાગ્યા.

હવે ગોરાઓએ બેલાસિંહ નામના એક દેશદ્રોહી શિખને લાલચો આપીને પોતાના પક્ષમાં લીધો. એક દિવસ લાગ જોઈને તેણે ભાઈ ભાગસિંહ ઉપર ગોળી છોડી. બલવંતસિંહને પણ તે ઠાર કરવા માગતો હતો, પણ તેમાં તે સફળ થયો નહીં પણ બલવંતસિંહને બદલે ભાઈ વતનસિંહનો જાન તેણે લીધો. મુકદ્દમો ચાલ્યો પણ બેલાસિંહને કાંઈ શિક્ષા ન થઈ

સને ૧૯૧૪માં યુરોપીઅન મહાયુદ્ધ શરૂ થયું. અમેરિકામાં વસતા હિન્દીઓ હિન્દ પાછા જવા લાગ્યા. બલવંતસિંહ પણ તેમની સાથે હતા. તેઓ શાંઘાઈ પહોંચ્યા કે તુરત જ તેમને

હિન્દુસ્તાન જતા અટકાવવામાં આવ્યા. એટલે બલવંતસિંહ બેંકોક આવ્યા. એ વખતે એ તરફ વિદ્રોહ જગાવવાનો પ્રયત્ન થઇ રહ્યો હતો. બલવંતસિંહે તેમાં ભાગ લીધો. પરંતુ એટલામાં તેઓ બિમાર પડી ગયા અને ઇસ્પિતાલનું શરણું લીધું. તબિયત સારી થઇ ન થઈ ત્યાં તો સિયામની પોલીસે તેમને ગિરફતાર કરી લીધા અને સિયામની સરકારે તેમને હિન્દ સરકારને સ્વાધીન કરી દીધા.

બલવંતસિંહને સિંગાપુરમાં લાવવામાં આવ્યા, અને સમગ્ર ષડયંત્રનો ભેદ ખોલી નાખવાને સમજાવવામાં આવ્યા. પરંતુ સત્તાવાળાઓને તેમાં નરી નિષ્ફળતા મળી. આખરે સને ૧૯૧૬ માં તેમને લાહોર ષડયંત્રના બનાવમાં સંડોવવામાં આવ્યા. તેમની ઉપર ૨૪ દિવસ સુધી મુકદ્દમો ચાલ્યો અને સરકારે અગાઉથી જ નક્કી કરી નાખ્યું હતું તે મુજબ ન્યાયનું નાટક ભજવીને તેમને મૃત્યુદંડની સજા કરવામાં આવી.

તેમને જેલમાં લાવવામાં આવ્યા અને એકાંત કોટડીમાં બંધ કરી દેવામાં આવ્યા. એક વખત એક કેદીએ તેમને બદનામ કરવા માટે થોડુંક અફીણ તેમની પાઘડીમાં બાંધી દીધું. તપાસ કરવામાં આવતાં આ અફીણ નીકળ્યું. જેલ સત્તાવાળાઓએ તેમની ઉપર આપઘાત કરવાનો આરોપ મૂક્યો. પરંતુ અંતમાં ભેદ ખૂલી ગયો અને મૂળ અપરાધીને સજા આપવામાં આવી. શ્રી બલવંતસિંહે એ વખતે જેલરને જે જવાબ આપ્યો હતો, તે સુંદર હતો. તેમણે કહ્યું હતું કે, 'મૃત્યુ મારી સામે જ ઊભું છે તેને આલિંગવાને હું તૈયાર છું. પરંતુ આત્મહત્યા કરીને હું મૃત્યુસુંદરીને કુરૂપા નહિ બનાવું. વિદ્રોહના અપરાધ માટે મૃત્યુદંડ મેળવવામાં મને ગર્વ થાય છે.'

ફાંસીનો દિવસ આવી પહોંચ્યો. કોઈ ને પણ જાણ ન થાય.

એવી રીતે બલવંતસિંહને ફાંસી આપી દેવામાં આવી. આ વાત છુપાવવામાં સરકારને કદાચ એવો ભય પણ લાગ્યો હશે કે જમાનામાં અસંતોષ સળગી ઊઠશે. એક દિવસ જ્યારે એમની પત્ની એમની મુલાકાત લેવાને ગઇ ત્યારે જેલ-અધિકારીઓએ તેને જણાવ્યું કે, 'હજી ગઇ કાલે જ તેમને ફાંસી આપી દેવામાં આવી છે.' આ સાંભળીને બિચારી પત્ની ઉપર જાણે કે વજ્રપાત થયો.

શ્રી બલવંતસિંહ હસતે મોઢે ફાંસીને લાકડે ચડી ગયા હતા. એ દિવસે પ્રાતઃકાળમાં ઊઠીને એમણે ઈશ્વરને વંદના કરી. ભારતમાતાને અંતિમ નમસ્કાર કર્યા અને હોંશથી સ્વતંત્રતાનાં ગાન ગાયાં અને પછી શું ! જલ્લાદની એ જ રસી, એ જ ફાંસી અને એ જ પ્રાણત્યાગ !

આજે બલવંતસિંહ આપણી વચ્ચે નથી, પણ એમનું નામ અને એમનું કામ તો અમર જ છે.

## હરિનામસિંહ

કેનેડામાં જઈને પોતાના દેશની આઝાદીને માટે પ્રાણની આહુતિ આપનારા પંજાબ પ્રાંતના વીર શિખોમાં હરિનામસિંહનું નામ પણ માનપૂર્વક ઉચ્ચારવામાં આવે છે.

એમનો જન્મ હોશિયારપુર જિલ્લાના સાહરી ગામમાં થયો હતો. એમના પિતાનું નામ હતુ લાભસિંહ. ભણવાગણવામાં હરિનામસિંહ હોશિયાર હતા પણ હાઈસ્કૂલમાં આવતા તેઓ લશ્કરી ફોજમાં જોડાઈ ગયા હતા ફોજમાં બલવંતસિંહના સમાગમમાં આવતાં તેમની ક્રાન્તિ અને દેશપ્રેમની ભાવના મજબૂત બની હતી. દોઢ વર્ષ પછી નોકરી છોડીને તેઓ ઘરે આવ્યા અને કેટલાક દિવસ ઘરે રહીને પછી તેઓ બ્રહ્મદેશ ગયા હતા. ત્યાંથી હોંગકોંગ જઈને તેઓ ટ્રામવેમાં જોડાયા હતા. જે હિન્દીઓ કેનેડા અને અમેરિકા જવા માટે હોંગકોંગ આવતા હતા અને ઇમીગ્રેશનવાળાઓનો ત્રાસ સહેતા હતા તેમને હરિનામસિંહ મદદરૂપ બનતા હતા.

કેનેડામાં હિન્દીઓની દુર્દશાની કથની સાંભળીને તેઓ અમેરિકા જવાને ઉત્સુક બન્યા, અને ઊપડયા પણ ખરા. એ પછી તેઓ વિક્ટોરિયા ખાતે રહેવા લાગ્યા. અહીં તેમને ઉચ્ચ શિક્ષણની બહુ જરૂર લાગવાથી તેઓ સીએટલ નગરમાં જઈને

વધુ અભ્યાસ કરવા લાગ્યા અને ત્યાં ત્રણ વર્ષ સુધી રહીને વિદ્યોપાર્જન કર્યું.

આ બાજુ કેનેડામાં હિન્દીઓએ દોઢ લાખની મૂડી વડે ઇંડિયન ટ્રેડીંગ કંપની ખોલી, અને તેના મેનેજર તરીકે એક અંગ્રેજને નીમવામાં આવ્યો. કંપનીનું કાર્ય સારી રીતે ચાલવા લાગ્યુ. આ જોઇને કેનેડાના ગોરાઓ ભડકયા અને તેમણે મેનેજરને ભડકાવવા માંડયો. હવે આ મેનેજર પણ બેઈમાની કરવા લાગ્યો હતો. હરિનામસિંહ કંપનીના ભાગીદારોમાંના એક હતા અને એમણે મેનેજરની બેઈમાની શોધી કાઢી. આથી તો ઝગડો વધ્યો, અને ગોરા લોકો હરિનામસિંહને ફસાવવાની યુક્તિ-પ્રયુક્તિ રચવા લાગ્યા, આ જોઇને એક મિત્ર હરિનામસિંહને અમેરિકા ખાતે લઈ આવ્યો.

કેટલાક દિવસ બાદ તેઓ ફરીવાર કેનેડા ગયા અને 'ધી હિન્દુસ્તાન' નામનું એક અંગ્રેજી અખબાર કાઢવું શરૂ કર્યું. એમનાં લખાણોથી કેનેડાની સરકારને ચિંતા થવા લાગી અને તેમની ઉપર બોમ્બ બનાવવાના તથા વિદ્રોહનો પ્રચાર કરવાના આરોપો મૂકીને તેમને ૪૮ કલાકમાં કેનેડા છોડી જવાનો હુકમ ફરમાવવામાં આવ્યો

એથી હરિનામસિંહ અમેરિકા આવ્યા અને વર્કલે યુનીવર્સિટીમાં ફરીવાર અભ્યાસ કરવા લાગ્યા. ત્યાંથી 'ગદર' નામના એક પત્રમાં તેમણે જોરદાર લેખો લખવા માંડયા હતા.

આ બાજુ ભાઇ ગુરુદત્તસિંહ અને ભાઈ દિલીપસિંહ એક બોમ્બ કેસમાં પકડાઈ ગયા હતા. બીજી બાજુ 'કામાગાટામારૂ' નામનું જહાજ કેનેડા ખાતે આવી પહોંચ્યું હતું. હરિનામસિંહ પોતાના અન્ય સાથીઓને લઇને કેનેડામાં ઉપલા બંને સદ્દગૃહસ્થોને

છોડાવવાનો પ્રયાસ કરવા લાગ્યા. પણ એમ કરતાં ખુદ તેઓ જ પકડાઈ ગયા. ફરી વાર તેમને દેશનિકાલ કરવામાં આવ્યા.

તે પછી તેઓ હિન્દ તરફ આવતા એક જહાજમાં બેસી ગયા અને ચીન, જાપાન તથા સિયામ આદિ દેશોના વિદ્રોહી પક્ષમાં કામ કરતાં કરતાં બ્રહ્મદેશ આવી પહોંચ્યા.

એ સને ૧૯૧૫નો દિવસ હતો સિંગાપુરનો બળવો દબાવી દેવામાં આવ્યો હતો પણ ત્યાં એક નવા ગુપ્ત બળવાની પણ યોજના થઈ ગઈ હતી તે માટેની તારીખ પણ નક્કી થઈ ગઇ હતી. પણ એવામાં હરિનામસિંહ એકાએક માંડલેમાં ગિરફતાર થઈ ગયા મુકદ્દમો ચાલ્યો અને તેમને મોતની સજા ફરમાવવામાં આવી આ સજાનો અમલ થાય તે પહેલાં તેઓ ભાગી ગયા હતા, પરંતુ તુરત જ તેમને ફરી પકડી લેવામાં આવ્યા અને ફાંસી આપી દેવામાં આવી.

શ્રી હરિનામસિંહે આમ દેશની આઝાદી અર્થે એક જાતનું બલિદાન આપી દીધું.

## વીર બન્તાસિંહ

ભારતમાં વખતોવખત વીર નરો પ્રગટ થતા રહ્યા છે. એ વીરોનાં કાર્યો અને રીતિઓ હંમેશા ભિન્ન ભિન્ન રહ્યાં છે. આપણે એમની કાર્યશૈલી ઉપર વિવેચન ન કરીએ, પરંતુ એમની વીરતા, સાહસ અને બલિદાનનો દેશ કોઈ રીતે અનાદર કરી શકે નહીં બન્તાસિંહ પણ એક એવા વીરનર હતા.

એમનો જન્મ ૧૮૯૦માં જાલંધર જિલ્લાના સાગવાલ નામના ગામમાં થયો હતો. એમના પિતાનું નામ બૂટાસિંહ હતું. પાંચ વર્ષની વયે એમને શાળામાં બેસાડવામાં આવ્યા હતા. અભ્યાસમાં તેઓ હોશિયાર હતા તેમણે સાતમી અને આઠમી શ્રેણીઓ એક જ વર્ષમાં પસાર કરી હતી. એ વખતે સને ૧૯૦૫ માં કાંગડા જિલ્લામાં ભૂકંપ થયો અને પરિણામે હજારો માનવીઓ માર્યા ગયા હતા અને ઘરબાર વિનાના થઈ ગયા હતા. બન્તાસિંહે સેંકડો નિરાધારોને સહાય કરી હતી. એમણે એ વખતે એક નાનું સ્વયંસેવક દળ પણ સ્થાપ્યું હતું, અને તે દ્વારા તેઓ દુ:ખીઓને મદદ કરી રહ્યા હતા.

જાલંધરની ડી. એ. વી. હાઈસ્કૂલમાં શિક્ષણ પરિપૂર્ણ કરી લીધા બાદ તેઓ વિદેશ જવાને તૈયાર થયા. એ વખતે શિખ લોકો ચીન, જાપાન અને કેનેડા ખાતે વધુ પ્રમાણમાં જતા

હતા. પહેલાં તેઓ ચીન અને અમેરિકા ગયા હતા અમેરિકામાં રહ્યાથી એમની આંખો ખૂલી ગઈ હતી કે, ગુલામ દેશની પ્રજાને વારંવાર અપમાનોનો અનુભવ કરવો પડે છે. એ ઉપરથી એમણે પ્રતિજ્ઞા લીધી હતી કે, 'જો હું જીવતો રહીશ, તો આઝાદ બનીને જ, અથવા તો આઝાદી પ્રાપ્ત કરવા માટે પ્રાણનું પણ બલિદાન આપી છૂટીશ.'

તેઓ સ્વદેશ પાછા ફર્યા અને પોતાના ગામમાં એક શાળા ખોલી. એમણે ગ્રામ પંચાયત પણ રચી હતી ગામના સૌ લોકો તેમની તરફ ભારે માન અને મમતાથી જોતા હતા અને એટલે પંચાયતના કર્તાહર્તા પણ તેઓ જ બની ગયા હતા.

એ સમયે અમેરિકાથી પાછા ફરેલા પંજાબીઓ તેમને ઘરે વારંવાર આવજાવ કરી રહ્યા હતા. એ લોકો ઉપર પોલીસની કરડી નજર સદાય ઘૂમ્યા કરતી હતી. એક વખત પોલીસે અચાનક તેમના ઘર ઉપર દરોડો પાડ્યો. એ સમયે તેઓ ઘરમા હાજર ન હતા, એટલે તેમના ઘણાખરા કાગળ પોલીસ ઉઠાવી ગઈ એવો એક કાગળ પોલીસને વાંધાભર્યો લાગતાં પોલીસે તેમની ઉપર પકડ-હુકમ કાઢ્યો. પરંતુ તેઓ પકડાઈ શકયા ન હતા. બાદ તેમને ગિરફતાર કરવા માટે પોલીસે ઈનામ પણ જાહેર કર્યું હતુ

એક દિવસ લાહોરમા એક ગુપ્ત સભા ભરાવાની હતી એમાં ભાગ લેવા તેઓ એમના એક સાથી સાથે જઈ રહ્યા હતા. એ જ રસ્તે એક પોલીસ સબઈન્સ્પેક્ટર પણ આવી રહ્યો હતો. એને આ બને ઉપર સદેહ ગયો અને બન્તાસિંહ તથા તેના સાથીની તપાસ કરવાની ઈચ્છા દર્શાવી. બન્તાસિંહે તેને જણાવ્યું કે, "ભલા, રસ્તે ચાલ્યા જતા માણસ ઉપર ખોટા વહેમ લાવીને તપાસ કરવી એ શું યોગ્ય છે?"

પણ એમ એ પોલીસ સબઈન્સ્પેક્ટર ક્યાં માને એવો હતો તે તપાસ કરવા આગળ વધ્યો કે, તુરત જ બન્તાસિંહે પિસ્તોલ કાઢીને તેની ઉપર ગોળી ચલાવી સબઈન્સ્પેક્ટર ઘાયલ થઇ જમીન પર ઢળી પડયો કે તુરત જ, બન્તાસિંહે ભાગવા માંડયું પણ એટલામાં તેના સાથીને ઠોકર લાગતાં તે પડી ગયો લોકો જમા થઈ ગયા પોતાની પિસ્તોલના જોર વડે તેમણે લોકોની ભીડ રોકી સાથીને ઉઠાડવા પ્રયત્ન કર્યો પણ સાથીને વધારે સખ્ત લાગ્યુ હોવાથી તે ભાગી શકયો નહીં એટલે બન્તાસિંહ પલાયન થઈ ગયા.

બન્તાસિંહ હવે મિયાંમીર સ્ટેશને જઇ પહોંચ્યા પણ ત્યાં તો પહેલાથી જ પોલીસ તેમની તપાસમાં હતી એમ છતાં તેઓ છૂપી રીતે રેલગાડીમાં ચડી ગયા પણ એ જ ડબ્બામાં પોલીસ સિપાઇઓ હતા આ જોઇને ગાડી બીજે સ્ટેશને ઊભી રહે તે પહેલા જ તેઓ ગાડીમાંથી બહાર કૂદી પડ્યા અને પોલીસો હાથ મસળતા જ રહી ગયા

એ વખતે 'ગયા પક્ષ'ના મુખ્ય કાર્યકર ભાઈ પ્યારાસિંહ ને હોશિયારપુરની જેલના અધિકારી ચંદાસિંહે પકડાવી દીધા હતા આ જોઈ બન્તાસિંહે નિર્ણય કર્યો કે, આવા દેશદ્રોહીને બરાબર શિક્ષા કરવી જોઈએ. એમણે હવે બૂટાસિંહ તથા નિવન્દસિંહને પોતાની સાથે લીધા અને ચંદાસિંહને ઘરે જઈને તેમને મારી નાખ્યા આ વખતે એમણે ડાયનેમાઇટ નામનો અમૃતસરનો એક પુલ પણ ઉડાવી નાખ્યો હતો

હવે એમની પાછળ પાછળ છૂપી પોલીસનાં ટોળા ભમવા લાગ્યાં હતાં પણ પોલીસને એમની એવી બીક લાગતી કે એમની હાજરીની જાણ થાય કે તુરત જ તેઓ પલાયન થઈ જતા એક વાર ઘોડેસવાર પોલીસે તેમનો પીછો પકડયો તેઓ ૧૦ માઇલ

સુધી નાસતા રહ્યા-ક્યાંય અટક્યા નહી. આવડો પરિશ્રમ લેતાં તેઓ માંદા પડી ગયા અને એથી તેઓ પોતાને ઘરે આવીને ચોરીછૂપીથી રહેવા લાગ્યા

પરંતુ એમને ખબર પેડી જ ગઈ હતી કે, તેનો કોઈ સગો જ વિશ્વાસઘાત કરીને તેને પકડાવી દેશે એ વખતે લહોર ષડ યંત્રનો મુકદ્દમો ચાલી રહ્યો હતો. લોકોની ધરપકડ જોરની ચાલી રહી હતી. બન્તાસિંહનો પાછળ પણ પોલીસ પડી હતી એમ છતા પોતાની નબળી તબિયતને કારણે નિરુપાયે તેમને પોતાને ઘરે જ રહેવુ પડ્યુ.

એક દિવસ એમનો એક સગો એમને ઘેર આવ્યો અને કહ્યુ કે, 'તમારી આવી નબળી તબિયત જોતા, અને તમારી પાછળ પોલીસ છે એ ખ્યાલમા લેતા તમો છૂપી રીતે મારે ઘરે રહો એ જ વધુ ઉત્તમ છે હુ તમારી ખિદમતમા રહીશ' બહુ આનાકાની કર્યા પછી, એ માનવી વિશ્વાસપાત્ર લાગતાં બન્તાસિંહ એમને ઘરે ગયા તે માણસ જ દગાબાજ નીવડચો ઘરે પહોંચતાવેત જ તેણે પોલીસને બોલાવી પોલીસ આવી પહોંચી અને એ ઘરની આસપાસ સશસ્ત્ર પહેરો મૂકી દીધો પોલીસ ઘરમા આવી, ત્યારે બન્તાસિંહ એક નાની કોટડીમાં હતા. પોલીસે તેનુ દ્વાર ખોલ્યુ પણ એમને જોઈને ગભરાવાને બદલે તેઓ ખડખડાટ હસી પડ્યા અને પોતાની સામે ઊભેલા એમના સગા સામે જોઈને કહ્યુ કે, 'ભાઈ, પોલીસને જ જો બોલાવવી હતી, તો પછી મને સાવ નિ:શસ્ત્ર કેમ કરી દીધો ! પિસ્તોલ કે રિવોલ્વર નહીં, તો એકાદ લાકડી તો રહેવા દેવી હતી ?'

આ સાભળી પોલીસ અફસરે તેમને કહ્યુ. 'બહુ બહાદુર બનીને ફરો છો, તો શુ બીજા લોકોને કાયર સમજી લીધા છે ?'

એમણે હસીને કહ્યું 'અત્યારે મને એક કોટડીમાં નિઃશસ્ત્ર જોઇને તમે મને પકડવાનું સાહસ કરી શકો છો પણ મને જરાક બહાર નીકળવા દો પછી જોઉં કે મને કોણ ગિરફતાર કરી શકે છે.'

પરંતુ એ કાયરોમાં બન્તાસિંહ સાથે મોતના ખેલ ખેલવાની ક્યાં હિંમત હતી? તેમને કોટડીમાં જ ગિરફતાર કરી લેવામાં આવ્યા અને હોશિયારપુરની સશસ્ત્ર પોલીસની દેખરેખ હેઠળ રાખવામાં આવ્યા

એમના પકડાઈ જવાના સમાચાર સર્વત્ર વાયુવેગે ફેલાઈ ગયા, અને ડેપ્યુટી કમિશનરની અદાલતમાં તેમને લાવવામાં આવ્યાના ખબર મળતાં હજારો માનવીઓ ત્યાં એકત્ર થયા અદાલત ખીચોખીચ ભરાઈ ગઈ હતી એમણે હવે ડેપ્યુટી કમિશનર પાસે પોતાના બંધુઓને કંઈક કહેવાની પરવાનગી માગી પરવાનગી અપાઈ અને તેમણે ઉત્સાહપ્રેરક શબ્દોમાં લોકોને સાન્ત્વના દેતાં કહ્યું 'ભાઈઓ, મારી ગિરફતારી થવાથી તમારે નિરાશ ન થવું જોઈએ અમારાં મૃત્યુ નિકટ આવેલાં જોઈને તમારે ગભરાવું જોઈએ નહીં અમારી કુરબાની એળે નહીં જાય એ દિવસ જલદી આવી રહ્યો છે જ્યારે આપણો દેશ વિદેશીઓના પંજામાંથી છૂટીને સ્વતંત્ર બની જશે'

બાદ તેમને ત્યાંથી લાહોરખાતે લાવવામાં આવ્યા ત્યાં તેમની ઉપર કામ ચલાવીને તેમને મોતની સજા ફરમાવવામાં આવી મોતની સજા સાંભળીને તેઓ ઊછળી પડ્યા અને બોલી ઊઠ્યા 'પરમાત્મા! તને હજારો ધન્યવાદ છે કે તેં મને દેશને માટે પ્રાણની આહુતિ આપવાનો મોકો આપ્યો છે'

આખરે એક દિવસ પ્રાતઃકાલે તેમને ફાંસીની સજા અપાઈ ગઈ અને એ આઝાદીઘેલાનો પ્રાણદીપ ઓલવાઈ ગયો

## ડૉક્ટર મથુરાસિંહ

ડૉક્ટર મથુરાસિંહ શિખ જાતિનું એક રત્ન હતા. તેઓ દેશની સ્વતંત્રતા માટે ઝઝૂમવાને જ ભારતમાં અવતર્યા હતા.

ડૉક્ટર મથુરાસિંહનો જન્મ જેલમ જિલ્લાના ઢુડિયાલ નામના ગામમાં સને ૧૮૮૩ માં થયો હતો. એમના પિતાનું નામ સરદાર હરિસિંહ હતું. પહેલાં એમનું શિક્ષણ ગામમાં શરૂ થયું હતું બાદમાં તેઓ ચકવાલની હાઈસ્કૂલમાં દાખલ થયા હતા. ટૂંક સમયમાં મેટ્રીકની પરીક્ષા પસાર કરી લીધા બાદ તેઓ રાવલપીંડીમાં આવીને દાક્તરીનુ કામ કરવા લાગ્યા હતા. ત્રણ વર્ષમાં તેઓ આ કાર્યમાં હોશિયાર બની ગયા હતા

બાદ દાક્તરીનું ઉચ્ચ શિક્ષણ મેળવવા માટે તેઓ ૧૯૧૩માં અમેરિકા તરફ જવાને રવાના થયા પરંતુ પાસે પૂરતાં નાણાં નહીં હોવાથી તેઓ શાંઘાઈમાં રોકાઈ ગયા અને ત્યાં દાક્તરી શરૂ કરી દીધી પરંતુ તેમને કેનેડા ખાતે જવાની ઇચ્છા થયા કરતી હતી. એટલે પૂરતાં નાણાં જમા કરીને તેઓ તે તરફ ઊપડયા. કેનેડા ખાતે પહોંચ્યા તો તેઓ તથા તેમના એક સાથી સિવાય બીજા કોઈ ને કેનેડામાં પ્રવેશવાનો હુકમ ન મળ્યો. આ જોઈને આવી સ્થિતમાં તેમણે કેનેડાને કિનારે ઊતરવાનું પસંદ ન કર્યું પરંતુ છેવટે બહુ જ આગ્રહ થતાં તેમણે કેનેડામાં પ્રવેશ કર્યો.

ઈમીગ્રેશનવાળાઓ તરફથી હિન્દીઓનું થઈ રહેલું અપ-

માન જોઈને તેમને બહુ દુ ખ થયુ, અને એમણે એ લોકો સાથે ઝઘડો પણ કર્યો. અદાલત સુધી આ મામલો પહોંચ્યો, પરંતુ આખરે તો ધાર્યા પ્રમાણે ગોરાઓની જ જીત થઈ. આ બનાવ પછી તેમને ગોરાઓ તરફથી બહુ સહન કરવું પડ્યુ આખરે તેઓ પંજાબ પાછા ફર્યા.

પ જાબમાં પાછા ફરીને તેઓ લોકોને સ ગઠિત કરવાનું કાર્ય કરવા માંડ્યા એમણે બોમ્બ બનાવવાનુ કાર્ય પોતાની જવાબદારી પર લીધું કારણકે આ કાર્યમાં તેઓ કુશળ હતા

અમેરિકાથી સેકડો હિન્દીઓ હિન્દ પાછા ફરતા હતા તેમાં મોટો ભાગ શિખોનો હતો એ સૌ હિન્દ પાછા ફરીને જબરદસ્ત વિપ્લવ જગાવવાની તૈયારી કરવા લાગ્યા આવા વિપ્લવ માટે તારીખ પણ નક્કી થઈ ગઈ હતી પણ જોતજોતામાં બધી યોજના વિફલ ગઈ કૃપાલ નામના એક માનવીની કુટિલતાને કારણે વિપ્લવનો માંચડો એકાએક તૂટી પડ્યો હવે જોરશોરથી ધરપકડો શરૂ થઈ. પરંતુ મથુરાસિંહને પકડી શકાયા નહીં એકવાર એક સરકારી જાસૂસ દ્વારા તેમને સંદેશો કહેવરાવવામાં આવ્યો હતો કે, તેઓ જો સરકારપક્ષી બની જાય તો તેમને ક્ષમા આપવામા આવશે અને સાથે ઈનામ પણ આપવામાં આવશે પણ એમણે આવી દરખાસ્ત તિરસ્કારી કાઢી

એકવાર એક છૂપી પોલીસનો અફસર એમની મુલાકાતે આવ્યો, અને કહેવા લાગ્યો કે, 'સરકારે આપને માફી આપી છે. એ જણાવવાને માટે હુ અત્રે આવ્યો છુ.'

પણ ડૉક્ટર મથુરાસિંહ આવી પ્રપંચી વાતોમાં ફસાય એવા ક્યાં હતા? તેઓ રહસ્ય પામી ગયા અને કોઈક રીતે ત્યાંથી છટકીને કાબૂલ તરફ ઊપડી ગયા. પરંતુ વચમાં વઝીરાબાદ

સ્ટેશને તેમને પકડી લેવામાં આવ્યા. ત્યાં પોલીસને લાંચરુશ્વત આપીને છૂટયા અને કોહાટ તરફ રવાના થયા. પણ ત્યાંની પોલીસને પહેલેથી સૌ બાતમી મળી ચૂકી હતી, એટલે પોલીસે ત્યાં જબ્બરદસ્ત ગુપ્ત પહેરો ગોઠવી દીધો હતો. ટ્રેનની તપાસ કરવામાં પણ આવી, પરંતુ ત્યારે યે તેઓ પકડી શકાયા નહીં, અને એ રીતે તેઓ કાબૂલ જઈ પહોંચ્યા.

કાબુલમા તેમણે ટૂંક સમયમાં દાક્તરી ખ્યાતિ મેળવી લીધી. એમની યોગ્યતા જોઈને તેમને કાબૂલના ચીફ મેડિકલ ઓફિસર તરીકે નીમવામાં આવ્યા.

દરમિયાનમાં, હિન્દમા વિપ્લવ જગાવવાના બધા જ પ્રયાસ નિષ્ફળ બની ચૂકયા હતા. દેશભક્તોને ફાંસી દેવાઈ રહી હતી. પરતુ જે હિન્દીઓ વિદેશમા હતા, તેઓ તો એવા પ્રયાસમાં ગૂથાયેલા જ રહ્યા હતા કાબૂલમા એ સમયે 'હિન્દની કામચલાઉ સરકાર'ની રચના કરવામાં આવી હતી આ સરકાર જર્મન કમિટી સાથે સહકાર કરી રહી હતી, અને હિન્દને સ્વતંત્ર બનાવવા મથી રહી હતી ડૉક્ટર સાહેબ પણ આ કાર્યમાં શામિલ થયા. એટલા માટે તેમને જર્મન જવુ પડયું અને થોડા દિવસો બાદ તેઓ પાછા ફર્યા

વિદેશોમાં વસતા હિન્દી ક્રાન્તિકારીઓએ એ સમયે રશિયાના ઝાર ઉપર એવી મતલબનો પત્ર મોકલવાનો નિર્ણય કર્યો હતો કે, ઝારે હિન્દમાં ક્રાન્તિ ફગાવવામાં હિન્દી ક્રાન્તિકારીઓને સહાયભૂત થવું આ પત્ર લઈ જતા કેટલાક માનવીઓ સાથે ડૉક્ટર પણ ગયા. પરતુ એ વખતે પણ એક નીચ દેશદ્રોહી આ સર્વેની સૌ વાતો હિન્દ સરકારને જણાવી રહ્યો હતો. ડૉક્ટર

'સાહેબ અને બીજાઓ છોપડી ચૂક્યા છે, એવા ખબર મળતાં જ હિન્દ સરકારે તેમની પાછળ ગુપ્ત માણસો મોકલી દીધા.

તેઓ તાશકંદ પહોંચ્યા કે, તુરત જ તેમને ગિરફતાર કરી લેવામાં આવ્યા. ઈરાનમાં તેમની ઉપર મુકદ્દમો ચાલ્યો અને તેમને હિન્દ સરકારને સોંપી દેવામાં આવ્યા હિન્દમાં અંગ્રેજી અદાલતમાં તેમની ઉપર કામ ચલાવવામાં આવ્યું અને આખરે તેમને ફાંસીની સજા ફરમાવવામાં આવી.

ફાંસીની સજા બાદ ડોક્ટર મથુરાસિંહના નાના ભાઈ એમની મુલાકાતે આવ્યા હતા. ડોક્ટરે પૂછ્યું 'કેમ ભાઈ, મારા મરણ માટે તને ચિંતા થઈ રહી છે કે?'

નાનો ભાઈ રડી પડયો. આ જોઈ તેમણે કહ્યું. 'આ સમય તો આનંદનો છે, શું દેશને માટે મરતા રોવાનો આ સમય છે કે! મને તો એ વાતની ખુશાલી ઉપજે છે કે, ભારતીય વિપ્લવ સફળ બનાવવા માટે મારાથી જે કાંઈ બની શક્યું છે, તે હું કરી ચૂક્યો છું હવે ખૂબ શાંતિથી હું ફાંસીને માંચડે મારો પ્રાણત્યાગ કરીશ.'

સને ૧૯૧૭ના માર્ચની તા. ૨૭મીએ મથુરાસિંહને ફાંસી આપવામાં આવી એ દિવસે તેઓ બહુ જ આનંદમાં હતા. મૃત્યુ સમયે પણ એમની આવી ખુશાલી જોઈને જેલ અધિકારી પણ દંગ થઈ ગયો હતો.

## વન્તાસિંહ ધામિયાં

બબ્બર અકાલી આંદોલન એ હિન્દના વિપ્લવ-ઇતિહાસનો એક મહત્ત્વપૂર્ણ બનાવ છે. સને ૧૯૨૨ના ફેબ્રુઆરી મહિનામાં સત્યાગ્રહ આંદોલન બંધ પડ્યું અને લોકોની આશાઓ ઉપર પાણી ફરી વળ્યું લોકો જે સ્વરાજ્યનું સ્વપ્ન જોઈ રહ્યા હતા, તે દૂર ઠેલાઈ ગયું સશસ્ત્ર ક્રાન્તિકારીઓએ ત્રણ વર્ષ સુધી પોતાનું કાર્ય સ્થગિત કરી નાખ્યું હતું, તેઓ હવે પુન પોતાનું સંગઠન સાધવા લાગ્યા

પંજાબના કેટલાક સાહસિક જુવાનોએ જોયું કે, પંજાબ હત્યાકાંડનો નથી બદલો લેવાયો, કે નથી માર્શલૉનો કે જલિયાનવાલા બાગના અત્યાચારોનો પ્રતિકાર થયો આ જોઈને કેટલાક સાહસિક જુવાનોએ એ અત્યાચારોનો બદલો લેવાને કમર કસી અને સશસ્ત્ર ક્રાન્તિ કરવાની યોજના કરી

એવી ઘટનાઓમા 'મુડેર યુદ્ધ' સૌથી વધુ જાણીતું છે. ત્રણ બબ્બર અકાલીઓને એક મકાનમાં ઘેરી લેવામાં આવ્યા હતા અને કલાકો સુધી અસંખ્ય હથિયારબંધ સૈનિકો સાથે યુદ્ધ ખેલતાં ખેલતાં તેમાંના બે તો ત્યાં જ વીરમૃત્યુને ભેટ્યા હતા. ત્રીજો અકાલી આવો મુશ્કેલ ઘેરો પણ ભેદીને બચી શક્યો હતો. એ અકાલી વીરનું નામ હતું વર્યામસિંહ મરી ગયેલા વીરોનાં નામ હતાં વન્તાસિંહ ધામિયાં અને જ્વાલાસિંહ કોટલા.

શ્રી વન્તાસિંહ ધામિયાં કલાનના રહેવાસી હતા. એમનો જન્મ ઇસવીસન ૧૯૦૦માં થયો હતો. બાલ્યકાળથી જ તેઓ બડા નટખટ સ્વભાવના હતા, અને રમવા–કૂદવામાં સૌથી આગળ રહેતા હતા. એમને ગામની નિશાળમાં બેસાડવામાં આવ્યા અને ચારપાંચ વર્ષ સુધીમાં કેટલુંક શીખ્યા પણ ખરા, પરંતુ તેમને ભણવું બહુ ગમ્યું નહીં. થોડીક મોટી ઉંમર થતાં તેઓ ફોજમાં જોડાઈ ગયા અને ત્રણ વર્ષ સુધી ૫૫ નંબરની પલ્ટનમાં કામ કરતા રહ્યા.

ફરી નોકરીમાં તેમનું ચિત્ત નહીં લાગતાં તેમણે તે છોડી અને ઘરે મસ્ત બનીને રહેવા લાગ્યા. એ સમય દરમિયાન બબ્બર અકાલી આંદોલન શરૂ થયું બબ્બર અકાલીઓની સાહસ પૂર્ણ વાતો સાંભળીને તેઓ તે તરફ આકર્ષાયા અને તેઓ તુરત જ તેમાં શામિલ થઈને ઉત્સાહથી કામ કરવા લાગ્યા.

આ આંદોલનના સભ્યો માનતા હતા કે, હિન્દને સ્વતંત્ર બનાવવા માટે સશસ્ત્ર ક્રાન્તિની જરૂર છે, અને નાણાં વિના શસ્ત્રો મેળવી શકાય નહીં આથી આ હવે ધાડો પાડવી શરૂ કરી, અને એમાં શ્રી વન્તાસિંહે પણ ભાગ લેવા માંડ્યો અને ૧૯૨૩ના માર્ચની તા ૩જીએ જમશેર નામના એક સ્ટેશન માસ્તરના મકાન ઉપર ધાડ પાડવામાં આવી એ ટુકડીના સેનાની વન્તાસિંહ હતા. આ ધાડ પાડવામાં આવી ત્યારે તે ટુકડીની એક નીચ વૃત્તિની વ્યક્તિએ એક સ્ત્રીને જોઈને તેની આબરૂ ઉપર હાથ નાખવાની ઇચ્છા કરી વન્તાસિંહને આ વાતની પહેલાં જાણ ન થઈ અને તે બાઈ આગળ આવી તેણે વિનમ્ર રીતે કહ્યું 'માતા, તમારાં ઘરેણાં તમારા હાથથી જ અમને ઉતારી આપો. અમે આપનો સ્પર્શ કરશું નહીં.'

આ સાંભળી એ સ્ત્રી રોઈ પડી અને પેલી નીચ વ્યક્તિની નીચતાની વાત સંભળાવી. વન્તાસિંહે આ બિનાની તપાસ ચલાવી તો તેમનો ક્રોધ ભભૂકી ઊઠયો અને એ નીચનું ખૂન કરી નાખવા ધસી ગયા. પણ એક સાથીએ એમના હાથ પકડી લીધા અને ખૂબ સમજાવ્યા પછી જ તેમનો ક્રોધ શાંત થયો.

એ દિવસથી તેઓ પોતાના સાથીઓની પસંદગી કરવામાં ભારે સભાળ રાખતા હતા. એમણે એ પછી ઘણા દેશદ્રોહીઓને મૃત્યુદંડ સુધીની શિક્ષા આપી હતી. તા. ૧૨મી માર્ચે પોલીસના ખુશામતખોર બૂટાસિંહ, જેણે રાષ્ટ્રીય અદિોલન કચડી નાખવામાં સરકારને મદદ કરી હતી, તેને તેના ઘર પર હુમલો લઈ જઈને ખતમ કરી નાખવામાં આવ્યો.

પોલીસ પણ તેમની પાછળ પડી હતી અને તેમને તથા તેમના દળના સભ્યોને પકડવા માટે આકાશપાતાળ એક કરી રહી હતી. વન્તાસિંહને પકડવા માટે સરકારે ઇનામ પણ જાહેર કર્યું હતું. પરંતુ તેમને પકડવાનું કામ કાંઈ સહેલુ ન હતું. બબ્બર અકાલીઓનું નામ સાંભળીને જ પોલીસના રામ રમી જતા હતા. એક દિવસ એક જંગલમાં કેટલાક ઘોડેસ્વારો સાથે વન્તાસિંહને ભેટો થઈ ગયો. આ ઘોડેસ્વારો તેમને ગિરફતાર કરી લેવાને ધસ્યા. પણ વન્તાસિંહે તેમને સામો પડકાર કર્યો. આ જોઈને ઘોડેસ્વારો ફસકી ગયા અને બોલી ઊઠયા: 'અમે તમને ગિરફ્તાર કરવા કે મારી નાખવા માગતા જ નથી કારણ કે તમે જો ન હો, તો કહો ભલા, સરકાર અમારી આટલી કાળજી રાખે પણ શા સારુ ?'

વન્તાસિંહની વીરતાની અનેક કહાણીઓ સંભળાય છે. કહેવામાં આવે છે કે, એક વખત એક છાવણીમાં તેઓ એકલા જ

ઘૂસી ગયા અને રસાલાના પહેરગીરની ઘોડી તથા ગયફલ છીનવીને નાસી ગયા હતા.

આમ તેઓ ઘણી વાર પોલીસની જાળમાંથી બચી ગયા. પરંતુ ૧૯૨૩ના ડિસેમ્બરની તા. ૨૩મીએ તેઓ પોલીસના ઘેરામાં સપડાઈ ગયા. એક દેશદ્રોહીની મદદથી પોલીસ તેમને સપડાવવામાં સફળ બની. જાલંધર શહેરથી દશ કે બાર માઈલ દૂર આવેલા ગામચુરાસી ગામના જગતસિંહ નામના એક માનવીને શક ઉપરથી પકડવામાં આવ્યો હતો. પણ પોલીસને તેની વિરુદ્ધમાં પ્રમાણો ન મળતાં પોલીસે તેને લાલચ આપી કે, 'તું જો બબ્બર અકાલીઓને પકડાવી દઈશ, તો તને છોડી દેવામાં આવશે.' જગતસિંહે આમ કરવાનું કબૂલ કર્યું અને તેને છોડી મૂકવામાં આવ્યો.

હવે આ વ્યક્તિએ પોતાના સ્વાર્થને ખાતર અકાલીઓ સાથે મૈત્રી બાંધવા માંડી એક દિવસ તેણે વન્તાસિંહ, જવાલાસિંહ અને વર્યામસિંહને પોતાને ઘેર આમંત્રણ આપ્યું એ પહેલાંજ એણે પોલીસ સાથે ગુપ્ત યોજના કરી રાખી હતી ત્રણે અકાલી સાહસિકો ત્યાં આવી પહોંચ્યા પછી થોડી વારમાં જ પોલીસ અને લશ્કરના સિપાઈઓએ એ ગામ ઘેરી લીધું. આ જોઈને એ ત્રણે જણા ભીંતનો આશ્રય લઈને શત્રુની ગોળીઓનો સામનો કરવા લાગ્યા. વ્યૂહદષ્ટિએ એ સ્થાન યોગ્ય હતું એટલે કલાકો સુધી તેમણે સૈનિકોનો સામનો કર્યો. બધા જ પ્રયાસો નિષ્ફળ જતાં લશ્કરી અને પોલીસ અફસરોએ હવે એક ઘૃણાજનક યુક્તિનો આશ્રય લીધો. પંપ વડે એ મકાન ઉપર તેલ છંટવામાં આવ્યું અને પછી તેને આગ ચાંપવામાં આવી આગ ભભૂકવા લાગી. બીજી બાજુ ગોળીઓ પણ સનાસન વછૂટતી રહી હતી.

એવામાં જ્વાલાસિંહને એક ગોળી વાગી, અને તેઓ ધરા ઉપર ઢળી પડયા.

હવે વન્તાસિંહે એ મકાનમાંથી નાસી છૂટવાનો પ્રયાસ કર્યો. એવામાં એક બીજી ગોળી સનસનાટી કરતી ત્યાં આવી અને વન્તાસિંહને ઘાયલ કરી ગઈ. વન્તાસિંહ નીચે ઢળી પડયા. હવે તેનામાં બારી પાસે જઈ શત્રુ ઉપર ગોળી ચલાવવા જેટલી શક્તિ પણ ન હતી. આથી તેમણે વર્યામસિંહને વેદનાભર્યા અવાજે કહ્યુ. 'વર્યામસિંહ, તમે નાસી છૂટો, અને બચી શકો એમ હો, તો બચી જાવ. તમે બચશો તો કોઈક દિવસ આ લોકો ઉપર બદલો વાળી શકશો કયારેક તો આપણે આ દુશ્મનો ઉપર બદલો વાળવાનો જ રહે છે પરંતુ એક પ્રાર્થના, આ રીવોલ્વર વડે તમે મારી છાતી કે માથા ઉપર ગોળી–પ્રહાર કરો. જીવતી દશામાં શત્રુઓના હાથમાં બદી થવાની મારી ઇચ્છા નથી. શત્રુના હાથમાં રિબાઈને મરવા કરતા આ રીતે મરવુ ઘણું ઉત્તમ છે'

કેવુ કરુણ દશ્ય ઊભુ થયુ હતું? સામે વન્તાસિંહ ઘાયલ દશામાં તરફડી રહ્યા છે અને એમણે આવી ઇચ્છા પ્રગટ કરી દીધી છે પોતાના પ્રિય સાથીને પોતાને હાથે ગોળાથી મારવાને કયો નિષ્ઠુર ઇચ્છે? પરતુ અહીં તો જુદો જ મામલો હતો. એક બાજુ શત્રુને હાથે મોત છે, તો બીજી બાજુ સ્વમાનભર્યું મોત છે. બેમાંથી એકની પસદગી કરવાનો સવાલ છે. અને વળી વખત લગાડીને વિચારવાનો પણ હવે સમય રહ્યો ન હતો. આ સૌ વિચારીને વર્યામસિંહે પોતાની રીવોલ્વર ભરીને વન્તાસિંહના હાથમાં આપી અને કહ્યુ 'ભાઈ, આજ સુધી દેશદ્રોહીઓની વણી હત્યા કરી છે. પરતુ મારા પોતાના જ સાથી, મારા

ખૂંધુની ઉપર ગોળી ચલાવવાને જીવ ચાલતો નથી. એટલે આ રીવોલ્વર લો, અને તમારે હાથે જ તમારી ઉપર ગોળી ચલાવો.'

વર્યામસિંહે ફરી એકવાર વન્તાસિંહને છાતીએ લગાવ્યા અને એમની અંતિમ વિદાય લઈને સળગતા અગ્નિમાં ઝુકાવી દીધું. વર્યામસિંહ આવા મુશ્કેલ ઘેરામાથી પણ અજબ સાહસથી આ રીતે નાસી છૂટયા. બેએક સિપાઈઓ તેમની પાછળ પડ્યા હતા ખરા, પરંતુ વર્યામસિંહે તેમની ઉપર ગોળી ચલાવીને તેમને યમના ધામમાં પહોંચાડી દીધા

મકાન ભડભડાટ બળી રહ્યું હતું સાથેસાથ ગોળીઓ પણ વછૂટી રહી હતી ભાઈ વન્તાસિંહે એ પછી પોતાની જ રીવોલ્વર વડે પોતાના દેહનો અંત આણ્યો અને એમનું પ્રાણપંખેરુ આગની જ્વાળામાં ભસ્મ થઈ ગયુ આ રીતે વન્તાસિંહ ધાર્મિયા વીરગતિને પામ્યા

## બર્યામસિંહ ધુગ્ગા

શ્રી બર્યામસિંહ ધુગ્ગાનો જન્મ હોશિયારપુર જિલ્લાના ધુગ્ગા નામના ગામમાં થયો હતો તેઓ શરીરે મજબૂત બાંધાના અને બળવાન હતા એમને વધુ શિક્ષણ મળી શક્યુ ન હતુ બચપણથી જ બહાદુર હોઈને સૈનિક-શિક્ષણ મેળવીને તેઓ લશ્કરી ફોજમાં જોડાઈ ગયા

સેનામાં પણ એમની વીરતા જાણીતી હતી, એટલે લશ્કરી અફસરો તેમની તરફ ચાહના રાખતા હતા

એમના ઘરવાળા માણસો સાથે એક આદમી શત્રુતા રાખી રહ્યો હતો એ માનવીએ બર્યામસિંહ ધુગ્ગાના કુટુ મ્બીઓને નષ્ટ કરી નાખ્યા હતા એ વખતે બર્યામસિંહ બાળક હતા એ માનવી ઉપર વેર વાળવાનો એમને વારવાર વિચાર આવતો હતો પરંતુ એ વખતે તેઓ નાના હતા એટલે એ ઇચ્છા પરિપૂર્ણ ન થઈ શકી ફોજની નોકરીમાં હતા, ત્યારે તેમને એક દિવસ બદલો લેવાની ઇચ્છા થઈ આવી એમણે સાંજે હાજરી નોંધાવી રાતોરાત પોતાનુ કામ ખતમ કરીને પાછા ફરવાનો નિર્ણય કર્યો સત્તાવાળાઓ સમક્ષ હાજરી નોંધાવી, અને તેઓ ઊપડ્યા પોતાનો શત્રુ વીસ માઇલ દૂર રહેતો હતો પણ તેઓ મારતે ઘોડે ગયા અને એ શખ્સનુ ખૂન કરીને બીજે દિવસે સવારે તેમનુ નામ

પોકારાયું કે તુરત જ ફરજ પર હાજર થઈ ગયા. થોડાક દિવસ બાદ તેમણે નોકરી છોડી દીધી, અને સ્વતંત્ર રીતે રહેવા લાગ્યા.

એ પછી સંગતિદોષને લીધે તેઓ ધાડપાડુ બની ગયા. પણ પછી તેમનામાં દેશભક્તિ જાગી અને બબ્બર અકાલી જથ્થામાં શામિલ થઈ ગયા. ત્યાં શ્રી વન્તાસિંહની સાથે રહીને કાર્ય કરવા માંડ્યું. વન્તાસિંહની સંગતને કારણે બર્યામસિંહની દેશભક્તિ ઉપર વધુ જલ સીંચાયું.

સને ૧૯૨૩ના ડિસેંબરની તા. ૧૨મીએ વન્તાસિંહ સાથે તેઓ પણ 'મુંડેર' નામના ગામના ઘેરામાં સપડાયા હતા. ઘેરામાં એ ત્રણ અકાલી વીરોએ દાખવેલી બહાદુરી સૌ ક્રાન્તિ-પ્રેમીઓ જાણે છે. પોતે ઘેરાઈ ગયેલા મકાનને આગ લાગતાં બર્યામસિંહ નાસી છૂટ્યા. એમને જોતાં જ સિપાઈઓના હોશ-કોશ ઊડી ગયા હતા.

એ પછી તેઓ લાયલપુર જિલ્લામાં જતા રહ્યા, અને એક સગાને ઘેર રહેવા લાગ્યા. બચપણમાં એ સગાએ એમનું પાલનપોષણ કર્યું હતું. પરંતુ સ્વાર્થ શું નથી કરતો ! એણે એક દિવસ બર્યામસિંહને કહ્યું કે, 'ગામ બહાર આવેલા ખેતર-માં હથિયારો મૂકી આવો, જેથી કોઈને તમારી ઉપર શંકા ન આવે.'

રાત અંધારી હતી. બર્યામસિંહે ભોજન લીધા બાદ કહ્યું: 'તમારા કહેવા મુજબ કરું છું. પણ શસ્ત્રો છોડતાં કોણ જાણે દિલમાં શુંનું શું થઈ રહ્યું છે.'

તેઓ શસ્ત્રો છુપાવવા ગયા. પણ પોલીસની સેના તો ત્યાં પહેલેથી જ ઊભી હતી. પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. ગેલ તેમને

જીવતા જ ગિરફતાર કરવા માગતા હતા પરંતુ એ કાર્ય કર્યાં શક્ય હતું?

બર્યામસિંહે સામી છાતીએ લડીને મરવાનો ઇરાદો પહેલેથી જ રાખ્યો હતો. ચારે તરફ પોલીસ ઘેરો હતો. પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટે કહ્યુ. 'બર્યામસિંહ, શરણે થઈ જાઓ '

બર્યામસિંહે જવાબ આપ્યો 'અરે એમ શરણે થાઉં ખરો? એકવાર શસ્ત્રો આપો, પછી જુઓ મારો ચમત્કાર.'

પણ મિ ગેયે લાગ સાધીને બર્યામસિંહને એકાએક પકડી લીધા પણ બને હાથ છોડાવીને બર્યામસિંહે પોતાની કિરપાણ ખેંચી, અને પાસેના સિપાઈઓને ઘાયલ બનાવ્યા સિપાઈઓ ગભરાઈ ઊઠયા. એમને જીવતા પકડવાની કોઈની હિંમત ન ચાલી આ જોઈને મિ. ગેએ એમની ઉપર ગોળી ચલાવવાની આજ્ઞા આપી તુરત ચારેકોરથી ગોળીઓ છૂટી અને બર્યામસિંહ સ્વર્ગધામે સચર્યા.

એ પછી એમના મૃતદેહને લાયલપુરમાં લાવવામાં આવ્યો અને હજારો સ્ત્રીપુરુષોએ એ વીરનાં દર્શન કર્યાં.

## તરુણ દિલીપસિંહ

તરુણ દિલીપસિંહનો જન્મ ધમિયાકલા જિલ્લાના હોશિયાર-પુર ગામમાં થયો હતો. એમના પિતાનું નામ લાભસિંહ હતું. પ્રાથમિક શિક્ષણ દરમિયાન જ એમની બુદ્ધિપ્રતિભા ઝળકી ઊઠી હતી, અને એ કારણે તેઓ શિક્ષકોમાં તથા સાથીઓમાં સારો પ્રભાવ પાડી શક્યા હતા.

સને ૧૯૨૨ની એ વાત છે. દિલીપસિંહે હજી બાળપણનાં એલફૂક છોડ્યાં ન હતાં, એવામાં જ તેમના દિલ ઉપર એક ઊંડી ચોટ લાગી. નાનકાના સાહેબની દુર્ઘટના તથા અકાલીઓ ઉપર કરવામાં આવેલા અત્યાચારોની વાતો સાંભળીને એમનું ભાવુક હૃદય બેચેન બની ગયું. ૧૯૨૩માં દિલીપસિંહે ઘરબારને લાત મારીને અકાલી તરીકે દીક્ષા લીધી. એ પછી એમણે શું કર્યું, એ તો અદાલતમાં એમની ઉપરનો મુકદ્દમો ચાલતો હતો, ત્યારે ન્યાયાધીશે તેમના સંબંધી ઉચ્ચારેલા શબ્દો વડે સારી પેઠે જાણી શકાય તેમ છે.

એક દિવસ રુન્તાસિંહ સાથે તેઓ 'કન્દી' નામના ગામે પ્રસાદ વહેંચવા જઈ રહ્યા હતા. એકાએક પોલીસે તેમને ઘેરી લીધા. ૧૯૨૩ના ઑક્ટોબરની તા. ૧૨મીએ તરુણ દિલીપસિંહને જંજીરોમાં જકડીને મુલ્તાન જેલમાં લઈ જવામાં આવ્યા. તેઓ

બાળક છે, એમ ધારીને પોલીસ અફસરોએ તેમની પાસેથી છૂપી બાતમીઓ જાણી લેવા પ્રયાસ કર્યો. પરંતુ એ તરુણ કાંઈ કાચોપોચો અને ભોળો ન હતો. એમણે કશું કહેવાની સાફ ના પાડી. પછી તો તેમને મોતની ધમકી પણ અપાઈ. તોય તે તરુણની દઢતા અને હિંમત ચસકી નહીં.

એ પછી એક દિવસ દિલીપસિંહના હાથ બાંધીને ન્યાયાધીશ સમક્ષ ખડા કરવામાં આવ્યા. તરુણ દિલીપસિંહે તો તુરત જ ન્યાયાધીશને જણાવી દીધું કે, 'આપની આવી કૃપા-દૃષ્ટિથી હું આપનો ઉપકાર માનું છું. પરંતુ કૃપા કરીને મારુ નિવેદન પહેલેથી જ લખી લ્યો કે, મેં સૌ કાંઈ કર્યું છે અને અગર જો હું છૂટી જઈશ તોપણ ફરી વાર તેમ કરીશ. તમે તો મને જીવતો રાખવાની ઇચ્છા રાખી રહ્યા છો પણ મેં તો ફાંસી ઉપર લટકીને પ્રાણ આપવાનો જ નિર્ણય કરી લીધો છે આવો પવિત્ર માનવદેહ હું મારી માતૃભૂમિના ચરણોમાં ન્યોછાવર કરવા માગું છું.'

ન્યાયાધીશ હેરાન થઈ ગયો. તે દિલીપસિંહના તેજસ્વી મુખ તરફ તાકી રહ્યો, અને મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'આ તે કેવો અજબ માણસ છે? દુનિયા તો મરણથી છૂટવાને પ્રયાસ કરે છે, ત્યારે આ તો જાણીબૂઝીને જ મૃત્યુના મોંમાં આંગળાં નાખી રહ્યો છે.'

ન્યાયાધીશે દિલીપને કહ્યુઃ 'દિલીપ, તને ફરી વાર એક તક આપું છું કે, તું ફરી વાર તારા નિવેદન ઉપર વિચાર ચલાવી જો. આવેશ અને અજ્ઞાનથી તેં કાયદાનો ગુનો કર્યો હોય એ સંભવિત છે.'

પણ તરુણ દિલીપસિંહ અચળ રહ્યા, અને આખરે તેમને મોતની સજા ફરમાવવામાં આવી આ રીતે તરુણ દિલીપસિંહ કાયર હિંદી નવયુવકોમાં જુસ્સો અને હિંમત રેડીને જગત છોડી ગયા

# નલિની વાગચી

પંજાબને જો કરતારસિંહ, વન્તાસિંહ, વન્તાસિંહ ધામિયાં જેવા વીરો પેદા કરવાનું અભિમાન છે, તો બંગાળને પણ યતીન્દ્રનાથ મુકરજી અને નલિની વાગચી સરખા રણબંકડા પેદા કરવાનું ગૌરવ છે.

પંજાબનું મહાન વિપ્લવ-આંદોલન નિષ્ફળ બની ચૂક્યું હતું. એમ છતાં વિપ્લવવાદીઓ સાવ નિરાશ બની ચૂક્યા ન હતા. જે લોકો એ સમયની વ્યાપક ગિરફતારીમાંથી બચી શક્યા હતા, તેમણે ફરી વાર વિપ્લવયત્ન યોજવાનું શરૂ કરી દીધું. બિહારમાં વિપ્લવી સંગઠન ઓછું હતું, એટલે વીરભૂમિના શ્રી નલિની વાગચીને ભાગલપુરની કોલેજમાં અભ્યાસ કરવા માટે મોકલી આપવામાં આવ્યા ભાગલપુર આવીને નલિની સાવ બિહારી બની ગયા. તે વિલક્ષણ વ્યક્તિ હતા. એમને બિહારમાં કાર્ય કરવા માટે બિહારી જ બની જવાનું સૂઝ્યું હતું.

હવે એમણે માથા ઉપરના લાંબા લાંબા વાળ કપાવીને ટોપી પહેરવા માંડી. લાંબું પહેરણ અને ધોતિયું પણ પહેરવુ શરૂ કર્યું, અને કોલેજમાં જવા માંડ્યું આ રીતે તેઓ પોતાના અજ્ઞાત દિવસો વિતાવવા લાગ્યા હતા.

પરંતુ અગ્નિ કોઈ ગોદડે ઢાંક્યો છૂપો રહી શકે ખરો કે?

તે તો સમય આવતાં પોતાના ઉગ્ર સ્વરૂપમાં ભભૂકી ઊઠે જ છે. નલિની બિહારી તરીકેના ગુપ્ત સ્વરૂપમાં રહેલા હોવા છતાં પણ પોલીસની કાતિલ નજરમાંથી ન છટકી શકયા, એટલે અનિચ્છાએ તેમને કોલેજ ત્યાગીને ફરી વાર બંગાળ જવુ પડ્યું

સને ૧૯૧૭ના એ દિવસો હતા બંગાળમાં ત્યારે ચારે કોર ધરપકડનું સામ્રાજ્ય વ્યાપી ગયુ હતુ આ કારણે નલિની બંગાળમાં વધુ સમય ન રહી શકયા પરિસ્થિતિ વધુ ગંભીર બનતી જોઈને તેમણે વિદ્રોહી પ્રવૃત્તિઓ થોડોક વખત સ્થગિત કરી દીધી અને મુખ્ય મુખ્ય કાર્યકરોને કોઈ સુરક્ષિત સ્થળે ચાલ્યા જવાની આજ્ઞા આપી દીધી.

હવે નલિની વાગચી પણ પોતાના ચાર સાથીઓને સાથે લઈને ગોહાટી તરફ ચાલ્યા ગયા, અને ત્યાં ભાડેથી મકાન લઈને રહેવા લાગ્યા. ત્યાં બહુ દિવસ વીત્યા ન હતા, એટલામાં કોઈકે પોલીસને ખબર આપી દીધી કે, ચોક્કસ મકાનમાં કેટલાક બંગાળી જુવાનો રહે છે એ જમાનામાં બેચાર બંગાળી યુવકો એક સાથે રહે, એ વાતને ભયંકર ગણવામાં આવતી હતી કારણકે બંગાળમાં એ સમયે ઉગ્ર સ્વરૂપમાં ક્રાન્તિ થઈ રહી હતી અને તેમાં બંગાળી જુવાનો ઊંડો રસ લઈ રહ્યા હતા.

બીજે જ દિવસે પરોઢિયે પોલીસે એ મકાન ઘેરી લીધું. પહેરાવાળા જુવાને આ જોઈને ધીરેથી સૌ સાથીઓને જગાડ્યા અને સૌ નીચે આવીને પોલીસ ઉપર ગોળીઓ વરસાવવા લાગ્યા. પોલીસને આવા આક્રમણનો જરા ય ખ્યાલ ન હતો. તેઓ સ્તબ્ધ બની ગયા ગોળીઓ વરસાવતાં વરસાવતાં આ બંગાળી જુવાનો નાસી છૂટ્યા અને પાસેની એક પહાડીમાં છુપાઈ ગયા.

બીજો પ્રહર થયો હતો. એકદમ સેંકડો સશસ્ત્ર પોલીસોએ

એ પહાડી ઘેરી લીધી. ફરી એકવાર બંદૂકો તથા પિસ્તોલોની ધડાધડી બોલી. પણ આવડી મોટી પોલીસ–સેના આગળ આ મુઠ્ઠીભર ગાંડ્યા જુવાનો ક્યાં સુધી ટકી શકે? પોલીસોની ગોળીઓએ બે સિવાય બીજા બધા નવજવાનોનો જાન લઈ લીધો. બચી ગયેલા આ બંને જુવાનો ભારે સાહસ કરીને ઘેરામાંથી છટકી ગયા અને સાત દિવસ સુધી ખાધાપીધા વિના ડુંગરોમાં ભટકતા રહ્યા. આ બેમાંનો એક હતો નલિની વાગચી. હવે તેનાં અંગો શિથિલ થવા લાગ્યાં, એવામાં ડુંગરના કોઈક જંતુએ પણ તેના પગને ડંખ દીધો હતો. નલિની મહામુસીબતે બિહાર પહોંચ્યા. પરંતુ ત્યાં પણ પોલીસ તેમની પછવાડે પડી હતી એટલે તેઓ બિહારથી પણ ભાગી છૂટયા.

બંગાળમાં હાવરા સ્ટેશન પહોંચ્યા તો ખરા, પરંતુ તેમને કોઈ સાથી કે સગોસંબંધી ન મળ્યો. શરીર ખૂબ કમજોર બની ગયું હતું. બે અઠવાડિયાથી તેમને ખાવાનું પણ નહોતું મળ્યું. ડુંગરાળ જંતુનો દંશ હજી પણ તેમને ત્રાસ આપી રહ્યો હતો અને એ દંશે એમને લોહીને ઝેરી બનાવી દીધું હતું. આ કારણે નલિનીને હવે તાવ પણ આવવા લાગ્યો.

આવા દુઃખમાં નલિની પાસે કોઈ મિત્ર કે સાથી ન હતો. એક માત્ર સાથી હતો તેની રીવોલ્વર. પાસે રીવોલ્વર ભરેલી પડી છે. ચાલવાની શક્તિ નથી, પાસે પૈસા નથી, ખાવા અન્ન નથી; અને પોલીસનો ભય હજી પણ ઝઝૂમી જ રહ્યો હતો. નલિની કિલ્લાના મેદાનમાં જઈને એક વૃક્ષની નીચે પડ્યા રહ્યા. કેવું ભીષણ દસ્ય! બીજાને માટે જાન દેવાવાળાની આ કેવી દુર્દશા!

એમ છતાં એમણે પોતાનું સાહસ ન છોડ્યું. બે દિવસ

સુધી આમ ને આમ તેઓ એ ઝાડ નીચે પડ્યા રહ્યા ભગવાનને કરવું છે ને, એક મિત્ર ત્યાંથી પસાર થયો. તેણે નલિનીને જોયા અને આશ્ચર્ય પામ્યો. નલિનીની આ દશા જોઈ તેનાથી રડી પડાયું. સરીરમાં પેલા પહાડી કીડાનું ઝેર વધુ પ્રમાણમાં પ્રસરી ગયું હતું. મિત્ર નલિનીને પોતાની ખાંધ પર લઈને ઘેર લઈ આવ્યો. દરમિયાનમાં ભાગ્યે જ કોઈ પોલીસની નજર નલિની ઉપર પડી હશે. મિત્રે નલિનીને એક સ્વચ્છ ખડમાં પલંગ પર સુવરાવ્યો. અને દવાદારૂ સંબંધી વિચાર કરવા લાગ્યો નલિની વાગચીને ઘર બહાર લઈ જવામાં રહેલા જોખમથી આ મિત્ર પરિચિત હતો એટલે તેણે નલિનીને છાસ પર જ રાખવાનું શરૂ કર્યું.

ઈશ્વરની લીલા ખરેખર અકળ છે. છાસપાન અને શરીર-માલિશથી નલિનીને આરામ થવા લાગ્યો. જે દિવસે ૧ સાથે બેસીને ભોજન લીધું એ દિવસ એમના આનંદની પરિ-સીમાનો હતો. મિત્રપ્રેમથી નલિનીના નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી

ઠીક ઠીક આરામ થતાં નલિની મિત્રની સાથે પુન કાર્ય કરવા લાગ્યા. પણ એક દિવસ સંજોગવશાત તેનો મિત્ર ઘરની બહાર નીકળ્યો અને તુરત જ ગિરફતાર થઈ ગયો આ જોઈ નલિની સાવચેત બન્યા અને ફરી વાર પોલીસના પંજામાંથી બચી ગયા.

હવે નલિનીએ હાવરામાં ભાડેથી એક મકાન લીધું અને તેમાં તેઓ તથા તારિણી મજૂમદાર બંને સાથે રહેવા લાગ્યા. આ મકાનમાં હજી આરામથી રહેવાનો વખત પણ મળ્યો નહીં, ત્યાં તો ફરી વાર તેઓ પોલીસના ઘેરામાં આવી ગયા. બંને મિત્રોએ બહાર આવીને ફરી વાર પોલીસોનો સામનો કર્યો. ગોળાઓ બંને

બાજુએથી ધડાધડ છૂટી રહી હતી. એક ગોળી તારિણીને વાગી અને તે વીરગતિને પામ્યો.

નલિનીને પણુ એક ગોળી વાગી ચૂકી હતી, અને ઘાયલ બન્યા હતા. પરંતુ એમ કાંઈ તે ગાંજ્યા જાય એમ ન હતા. પોલીસ અફસરે તેમને કહ્યું: 'શરણે થઈ જાઓ.'

ઉત્તરમાં નલિનીની રીવોલ્વરની ગોળીએ સાહેબની ટાપીને ઉડાડી દીધી અફસર સાવચેત બન્યો અને પોલીસની સહાય વડે તેણે નલિનીને ગિરફતાર કરી લીધો.

ઇસ્પિતાલમાં નલિની એક ખંડમાં એક ખાટ ઉપર ઘાયલ દશામાં પડેલ છે. ચારેકોર પોલીસનો ઘેરા છે.

'તમારું નામ શું? ક્યાં રહો છો? પિતાનું નામ શું છે? મરતાં પહેલાં તમારે જુબાની આપવી પડશે.' વગેરે વગેરે પ્રશ્નો પુછાઈ રહ્યા હતા, સલાહ-સૂચના અપાઈ રહી હતી.

પરંતુ, આખુ જીવન સંકટો સાથે ખેલ કર્યા પછી અંતિમ સમયે પણુ નલિનીની એ જ ઇચ્છા રહી હતી કે, તેને કોઈ ન પિછાણી જાય-કોઈને ખબર ન પડે તે કોણુ હતો ને કેમ મરણુ પામ્યો. તેઓ તો કોઈની જાણુ વિના સંસાર છોડી જવા ઇચ્છતા હતા. પોતાના મૃત્યુ પાછળ લોકો અફસોસ કરે એવી તેમની લેશ પણુ ઇચ્છા ન હતી.

સને ૧૯૧૮ના જૂન મહિનાની તા. ૧૫મીએ ભારતમાતાનો એક વધુ પાગલ પૂજારી તેની ગોદમાંથી સદાને માટે છીનવાઈ ગયો.

## ગોપીમોહન સાહા

સરકારે ક્રાન્તિકારીઓને નિર્મૂળ કરી નાખવાને માટે કઈ કે વાર પ્રયાસ કરી જોયા હતા, પરંતુ તેઓ નષ્ટ ન થઈ શક્યા પંજાબમાં જ્યારે શાંતિ હતી, ત્યારે બંગાળ ક્રાન્તિની આગ વડે બળતો હતો ક્રાન્તિકારી દળ છિન્નભિન્ન બનાવી નાખવાને માટે બંગાળ સરકારે વટહુકમોનો આશરો પણ લીધો હતો, અને ફાવે તેમ ધરપકડો કરવા માંડી હતી

સને ૧૯૨૦માં મહાત્મા ગાંધીજીએ શાંતિમય અસહકારનું આંદોલન જગાવ્યું હતુ, અને એથી સારું ય હિંદ જાગૃત થયું હતું પરંતુ બંગાળના યુવાનોને એમના આ અહિંસક આંદોલનમાં વિશ્વાસ ન હતો તોપણ તેમણે મહાત્માજી સામે શિર ઝુકાવ્યું અને ક્રાન્તિકારી હોવા છતાં પણ શાંતિવાદી બની ગયા સને ૧૯૨૨માં મહાત્માજીએ કેટલાંક કારણોને અનુસરીને અસહકારની ચળવળ સ્થગિત કરી દીધી અને પરિણામે એક એક કરતાં સેંકડો નેતાઓ અને કાર્યકર્તાઓને જેલોમાં ધકેલી દેવામાં આવ્યા. બંગાળના નવજવાનો આ બરદાસ્ત ન કરી શક્યા, અને તેઓ પોતાના પુરાણા કાર્યક્રમમાં લાગી ગયા

હવે બંગાળ સરકારને પણ ડર લાગ્યો કે, અસહકાર સ્થગિત થતાં નિરાશ થયેલા જુવાનો ચૂપચાપ બેસી રહેશે નહીં આ અનુમાન પરથી તેણે ઓર્ડિનન્સો દ્વારા સારા સારા

કાર્યકર્તાઓને પકડી લીધા. આમ કરતી વખતે તેણે કોઈ સાબિતી-પુરાવાની પરવા ન કરી, તેમ તેમની સજા માટે કોઈ સમય પણ નિશ્ચિત ન કર્યો. આટલું જ નહીં પણ તેમની ઉપર જુલ્મ પણ ગુજારવામાં આવી રહ્યો હતો.

કહેવાય છે કે, આ સૌ કામ પોલીસ કમિશ્નર મિ ટેગાર્ટ-ની સૂચના અનુસાર થઈ રહ્યું હતું. એક રીતે કહીએ, તો ત્યારે બંગાળમાં ટેગાર્ટનું જ રાજ્ય હતું. એટલે તે લોકોની આંખોમાં કણાની માફક ખૂચી રહ્યો હતો.

એ નવજુવાનનું નામ હતું ગોપીમોહન સાહા. ટેગાર્ટના કૂરે તેવા જુલ્મોથી તે મનમાં ને મનમાં ધૂંધવાઈ રહ્યો હતો. તે અભ્યાસ કરતો હતો, ત્યારે જ તે ક્રાન્તિકારી દળમાં જોડાઈ ગયા હતો. જેલોમાં થતા અત્યાચારોની કહાણીઓ સાંભળીને તે વ્યાકુળ બની ઊઠતો મિ. ટેગાર્ટ ઉપર તે એટલો બધો ખુન્નસે ભરાયો હતો કે, દિવસરાત તેની જ સૂરત તેની આંખો આગળ નાચ્યા કરતી હતી ટેગાર્ટનું નામ સાંભળતાં જ તે ખિજાઈ ઊઠતો હતો

મિ. ટેગાર્ટના જુલ્મી અત્યાચારોથી એ યુવાનના દિલમાં પ્રતિહિંસા ફાટી નીકળી. ધીરે ધીરે તેના સ્વભાવમા પરિવર્તન થવા લાગ્યું. તેની ચંચળતા હવે ગંભીરતામાં પલટાઈ ગઈ. હવે તે એકાંતમાં બેસીને કલાકો સુધી વિચાર કરતો હતો.

મનમા ને મનમાં કોણુ જાણે કયો યે નિર્ણય કરી લઈને તે ચૌરંગી રોડ ઉપર ટેગાર્ટના બંગલા સામે ઘૂમવા લાગ્યો એક દિવસ ટેગાર્ટના બંગલામાંથી એક અંગ્રેજ નીકળ્યો. ગોપી-મોહન સાહા સમજ્યો કે, આ જ મિ ટેગાર્ટ છે. એણે ધનાધન અંગ્રેજ ઉપર પિસ્તોલ છોડી. અંગ્રેજ નિષ્પ્રાણ થઈને જમીન

ઉપર પડી ગયો. પણ હવે ગોપીમોહન સાહાને લાગ્યું કે, તે ટેગાર્ટ નથી, પણ બીજો કોઈક અંગ્રેજ છે, એટલે તેણે પિસ્તોલ ચલાવવી બંધ કરી દીધી. તુરત તેને ગિરફતાર કરી લેવામાં આવ્યો.

મુકદમો ચાલ્યો. આ યુવકે અદાલતમાં જુબાની આપતાં જણાવ્યું હતું કે, 'મને એ વાતનું દુઃખ થાય છે કે, હું જેને મારી નાખવા માગતો હતો, તેને મારી ન શક્યો અને એક નિરપરાધી વ્યક્તિની હત્યા થઈ ગઈ.' અદાલતે તેને ફાંસીની સજા ફરમાવી.

ગોપીમોહન સાહા ફાંસીને માંચડે હસતે મોઢે ચડી ગયો. આ જુવાને ભૂલમાં ભલે એક નિરપરાધ અંગ્રેજની હત્યા કરી, પરંતુ તેની દેશભક્તિ, અને ધગશ માટે સૌ કોઈને તેની તરફ માનવૃત્તિ જાગ્યા વિના નહીં રહે.

## પંડિત ગેંદાલાલ દીક્ષિત

અન્ય પ્રાંતોની જેમ યુક્તપ્રાંતોને પણ ભારતમૈયાના ચરણો-માં બલિદાન બનવાનુ સૌભાગ્ય સાપડ્યું છે શ્રીરામ અને શ્રીકૃષ્ણની જન્મભૂમિએ પણ માતા ચરણોમાં અનેક સૌરભ-ભર્યા સુમનો સપ્રેમ સમર્પિત કર્યા છે એવાં રત્નોમાં એક રત્ન પંડિત ગેંદાલાલ દીક્ષિત હતા એમનો જન્મ આગ્રા જિલ્લાના વાહ તહેલીલમાં આવેલા મઈ નામના ગામમા થયો હતો એમના પિતાનુ નામ ભોલાનાથ દીક્ષિત હતુ તેઓ ત્રણ વર્ષના થયા, ત્યારે જ તેમની માતાનુ અવસાન થયુ હતુ એટલે એમને માતૃ-સ્નેહનો લહાવો મળ્યો ન હતો

હિન્દી મિડલ પસાર કરીને તેઓ અંગ્રેજીનો અભ્યાસ કરવાને ઇટાવા ગયા અને ત્યાંની હાઈસ્કૂલમા શિક્ષણ લીધુ બાદ આગ્રા જઈને તેમણે 'એન્ટ્રન્સ'ની પરીક્ષા પસાર કરી આગળ વધવાની ઇચ્છા પ્રબળ હોવા છતાં આર્થિક સ્થિતિ સારી નહીં હોવાને કારણે તેમણે વધુ ભણવાનુ છોડી દીધુ, અને આજી-વિકાને માટે ઓરૈયા કે ડી એ. વી સ્કૂલના શિક્ષક તરીકે કાર્ય કરવા માંડ્યું

એ બંગભંગના દિવસો હતા સ્વદેશી આંદોલન જોરશોરથી ચાલી રહ્યુ હતુ. એ આંદોલને નવજવાનોમાં અજબ જાગૃતિ લાવી મૂકી હતી, અને એ જાગૃતિનો ચમત્કાર શ્રી ગેંદાલાલ

ઉપર પણ થયો. લોકમાન્ય તિલકના તો તેઓ અનન્ય ભક્ત બની ગયા. ત્યારે મહારાષ્ટ્રમાં શિવાજી–ઉત્સવ ઊજવવાને લગતાં આંદોલન ચાલી રહ્યાં હતાં. શ્રી ગેંદાલાલે પણ 'શિવાજી સમિતિ' નામની સંસ્થા સ્થાપી. આ સમિતિનું કાર્ય નવયુવકોમાં દેશપ્રેમ જગાવવાનું હતું.

બંગાલી નવયુવકો પ્રાણોની લેશ માત્ર પરવા કર્યા વિના બોમ્બ તથા રિવોલ્વરોનો પ્રયોગ કરી રહ્યા હતા. એ જોઈને પંડિત ગેંદાલાલે પણ એ પ્રકારની નીતિ અનુકરણ કરવાનો નિશ્ચય કર્યો. પરંતુ જરૂરી સાધનો મળી ન શકવાને કારણે તેઓ એ દિશામાં બહુ આગળ ન વધી શકયા.

હવે તેઓ સંગઠન અને પ્રચારકાર્યમાં જોડાયા. પરંતુ આર્થિક સંકોચથી વિવશ બનીને તેમને વખતોવખત ધાડો પાડવી પડી. પોતાના સ્વાર્થ માટે ધાડો પાડવાના તેઓ કટ્ટર વિરોધી હતા, પરતુ દેશને ખાતર તેમ કરવામાં તેમને કાંઈ પણ અનુચિત ન લાગ્યું. એમના દળમાં વધુ પ્રમાણમાં અશિક્ષિત હતા, એટલે એમને ધારી સફળતા મળી શકી નહીં. કેટલાક દિવસ માટે તેઓ મુંબઈ ગયા હતા અને ત્યાંથી પાછા ફર્યા બાદ તેમને કેટલાક ભણેલા નવજવાનો મળ્યા અને એ નવજવાનોને એમણે અસ્ત્રશસ્ત્રની તાલીમ આપવી શરૂ કરી દીધી.

દરમિયાન એક યુવક સાથે એમનો મેળાપ થયો. એ યુવકને સમિતિના લોકો 'બ્રહ્મચારી' નામે સંબોધતા હતા. બ્રહ્મચારીજીએ ચંબલ અને જમુના નદીઓની વચ્ચે રહેતાં બંડખોર તત્ત્વોને એકઠાં કર્યાં અને તેમની મદદથી તેઓ ધાડ પાડતા હતા. આ રીતે એમની પાસે ધન પણ ખૂબ એકઠું થઈ ગયું હતું. ગ્વાલિયર રાજ્યે આ બ્રહ્મચારીને પકડવાના ખૂબ પ્રયાસ કર્યા. પરંતુ તેમાં

સફળતા ન મળતાં આખરે બ્રહ્મચારી દળના એક શખ્સને લાલચ આપીને ફોડવામાં આવ્યો. તેણે બ્રહ્મચારીને પકડાવી દેવાનું વચન પણ આપી દીધું.

હવે ધાડ પાડવાને માટે એક સ્થળને પસંદ કરવામાં આવ્યું. સ્થાન બહુ દૂર હતું. ત્યાં પહોંચવાને માટે સહેજે જ એક દિવસ જંગલમાં પડાવ નાખવો પડતો હતો. સાથે એંશી આદમીઓ હતા. ગ્વાલિયર રાજ્યનો એક ગુપ્તચર આ આદમીઓમાં મળી ગયો. જંગલમાં પડાવ નાખ્યા બાદ સૌને કકડીને ભૂખ લાગી હતી, એટલે પેલો ગુપ્તચર પોતે જ બાજુના ગામમાંથી ખાવાનું લેવાને ગયો અને થોડી વારમાં પૂરીઓ લઈને આવ્યો. બ્રહ્મચારીને પણ ભૂખ લાગી હતી. આમ તો બ્રહ્મચારીજી કોઈના હાથનું ખાતા ન હતા, પરંતુ આજે થાક્યાપાક્યા હોઈને અનિચ્છાએ પણ તેમણે પૂરીઓ ખાધી પરંતુ પૂરીઓ ખાતાં તેમની જીભ તાળવે ચોંટવા લાગી. અને ચક્કર આવવા લાગ્યાં. તેમને લાગ્યું કે નક્કી ભોજનમાં ઝેર ભેળવવામાં આવ્યું છે. પેલા ગુપ્તચરે હવે પાણી લાવવાનું બહાનું કાઢીને ત્યાંથી ચાલી જવા માંડ્યું. પરંતુ બ્રહ્મચારીજીએ તુરત જ તેની ઉપર ગોળી છોડી. ગોળીનો અવાજ સાંભળતાં જ જંગલમાં આસપાસ છુપાઈ બેઠેલા પોલીસો દોડી આવ્યા અને બંને પક્ષો વચ્ચે સખ્ત ઝપાઝપી ચાલી. સામસામી ગોળીઓ છૂટી. આ સંગ્રામમાં ગેંદાલાલ અને બ્રહ્મચારીના દળના ૩૫ માણસો ઘાયલ થયા. બ્રહ્મચારીજી અને ગેંદાલાલને પકડવામાં આવ્યા. તેમના સાથીઓની પણ ગિરફતારી થઈ. સૌને ગ્વાલિયરના કિલ્લામાં બંધ કરી દેવામાં આવ્યા.

ગેંદાલાલજીએ 'માતૃવેદી' નામની એક સંસ્થા સ્થાપી હતી. એ સંસ્થાના સભ્યો હવે ગ્વાલિયર ગયા અને પોતાના

નેતાને છોડાવવાનો પ્રયાસ કરવા લાગ્યા. સંસ્થાના સભાસદો મહેલ બતાવવાને બહાને કિલ્લામાં ગયા અને પંડિતજીને મળ્યા. પંડિતજીની સૌ બાતમી જાણ્યા પછી નિર્ણય થયો, કે ગમે તે થાય, પણ પંડિતજીને છોડાવ્યા વિના જંપવું નહીં. પરંતુ તેમની કેટલીક અસાવધાનતાથી ગેંદાલાલ, બ્રહ્મચારી અને એમના સાથીઓને છોડાવવાની યોજના ફૂટી ગઈ અને પકડાપકડી શરૂ થઈ ગઈ. મામલો બહુ આગળ વધી ગયો અને મૈનપુરી સચિત્રના નામથી કોર્ટમાં કેસ ચાલ્યો.

સરકારી સાક્ષી સોમદેવે પંડિત ગેંદાલાલને ષડ્યંત્રના નેતા તરીકે ફસાવી દીધા હતા, અને તેમને ગ્વાલિયરમાં કેવી રીતે પકડી લવાયા, એ સૌ બિના અદાલત સમક્ષ રજૂ કરી. બાદ તેમને ગ્વાલિયરથી મૈનપુરી લાવવામાં આવ્યા અને કિલ્લામાં પૂરી રાખવામાં આવ્યા. મૈનપુરીમાં ખોરાક-પાણીની ખૂબ અગવડને કારણે તેમની તબિયત બગડી. તેઓ એટલા બધા નબળા પડી ગયા હતા કે સ્ટેશનથી મૈનપુરી જેલ સુધી જવામાં પણ એમને આઠ સ્થળે બેસવું પડયું હતું અને એ પણ એ રસ્તો એક જ માઈલનો હોવા છતાં-એમને તપેદિકનો રોગ થયો હતો.

જેલમાં ગેંદાલાલજીએ પોલીસવાળાઓને કહ્યું કે, 'તમે લોકો આ નવજવાનોને શા માટે પકડો છો? બંગાળ અને મુંબઈના ઘણા ક્રાન્તિકારીઓ સાથે મારે ઓળખાણ છે. હું ઘણાને ગિરફ્તાર કરાવી શકું તેમ છું.' બાદ એમણે કેવળ દેખાવ ખાતર ખોટાં ખોટાં બેચાર નામ પણ આપ્યાં. પોલીસવાળાઓને હવે ખાતરી થઈ કે, જેલખાનાનાં કષ્ટોથી હેરાનપરેશાન થઈને ગેંદાલાલ બધો ય ભેદ કહી દેશે, અને સરકારી સાક્ષીદાર બની બેસશે.

પછી શું? પંડિતજીને પોલીસવાળાઓ સરકારી સાક્ષીદાર

તરીકે સમજવા લાગ્યા. તેમને જેલમાંથી ખસેડીને સરકારી સાક્ષીદારો વચ્ચે લાવવામાં આવ્યા. પણ એક દિવસ એકાએક માલૂમ પડ્યું કે, પં. ગેંદાલાલ એક બીજા સરકારી સાક્ષીદારની સાથે ગેબ થઈ ગયા છે. પોલીસે બહુ દોડાદોડી કરી પરંતુ ગેંદાલાલનો પત્તો લાગ્યો જ નહીં

પં. ગેંદાલાલ ત્યાંથી નાસીને સરકારી સાક્ષીદાર રામનારાયણ સાથે કોટા પહોંચી ગયા. પરંતુ ત્યા વળી પાછી આફત આવી. એ દુષ્ટ રામનારાયણ તેમનો સામાન લઈને અને તેમને કોટડીમાં બંધ કરીને ચાલ્યો ગયો. અન્નજળ વિના ત્રણ દિવસ સુધી ગેંદાલાલ કોટડીમા પડ્યા રહ્યા બાદ ભારે મુશ્કેલીએ કોટડી તોડીને બહાર નીકળ્યા અને પગપાળા ચાલીને આગ્રા પહોંચ્યા

પરંતુ એમના કમનસીબે ત્યાં પણ તેમને આશ્રય ન મળ્યો. આખરે તેઓ પાછા ઘરે આવ્યા. તેમને જોઈને સૌ લોકો બહુ ગભરાઈ ગયા. ખુદ ઘરના માણસોને પણ લાગ્યુ કે, પોલીસ સૌને હેરાન કરી નાખશે. ઘરના માણસોને ગભરાયેલા જોઈને એમણે કહ્યું કે, 'ગભરાવ મા હું થોડા વખતમાં જ તમારી પાસેથી ચાલ્યો જઈશ ' ત્રણ દિવસમાં જ એમણે ઘર છોડ્યું.

આ વખતે તેઓ એટલા બધા કમજોર બની ગયા હતા કે, દસ કદમ ચાલતાં પણ તેમને ચકરી આવી જતી હતી. જેમ તેમ કરીને તેઓ દિલ્હી પહોંચ્યા, અને જીવનનિર્વાહ માટે ત્યાં તેમણે નોકરી સ્વીકારી. પરંતુ દિનપ્રતિદિન તેમની તંદુરસ્તી બગડતી ચાલી હતી. એ જોઈને પોતાની સ્થિતિનો ખ્યાલ આપતો એક પત્ર એમણે પોતાના એક સગાને લખ્યો પત્ર મળતાં જ એ સજ્જન એમની પત્નીને સાથે લઈને દિલ્હી આવ્યો અને ગેંદાલાલની સારવાર માટે પ્રયાસ કરવા લાગ્યો.

બહુ પ્રયાસ કરી જોયા છતાં ગેંદાલાલની તબિયતમાં કંઈ ફેરફાર ન થયો અને દશા વધુ ને વધુ ખરાબ બનવા લાગી. આ જોઈને એમની પત્ની ગભરાઈ ઊઠી અને બહાર જઈને રડવા લાગી. થોડી વાર પછી પંડિતજીને શુદ્ધિ આવી અને મિત્રને તથા પોતાની પત્નીને રડતાં જોઈને કહ્યું કે, 'તમે શા માટે રડો છો? દેશસેવા કરતાં કદાચ મારો પ્રાણ ચાલ્યો જાય, તોપણ કંઈ હરકત નહીં. મેં મારું કર્તવ્ય બજાવ્યું છે. હવે મને શાંતિથી અંતિમ જીવન વિતાવવા દો.'

મિત્ર-પત્નીને રડતાં જોઈને એમણે કહ્યું 'ગાંડી છે? તારે શા માટે રડવું જોઈએ? તારો પતિ દેશની સેવા કરતાં મરે છે એટલા માટે તારે ઊલટું અભિમાન લેવું જોઈએ.'

પત્નીએ જવાબ આપ્યો 'નાથ, તમારા સિવાય મારું આ સંસારમાં કોણ છે?'

પંડિતજીએ ઊંડો શ્વાસ લીધો અને હસીને કહ્યું 'આજે લાખો વિધવાઓનું કોણ છે? લાખો અનાથોનું કોણ છે? ૨૨ કરોડ કિસાનોનું કોણ છે? ગુલામીની બેડીમાં જકડાઈ ગયેલી ભારતમાતાનું કોણ છે? એ સર્વેનું રક્ષણ કરનાર, એ સૌની સંભાળ લેનાર જે છે, તે તારી પણ સંભાળ લેશે. મને દુઃખ એટલું જ થાય છે કે, દેશની જનતા ઉપર અત્યાચાર ગુજારનાર અત્યાચારીઓનો બદલો હું ન લઈ શક્યો.'

થોડી વાર પછી તેઓ ફરી બોલ્યા 'તારે શા માટે મૂઝાવું જોઈએ? તારા પિતા જીવતા છે ભાઈ પણ છે અને મારા ઘણા કુટુંબીજનો પણ છે. તે સૌ તારી સહાયમાં ખડા રહેશે.'

આમ બોલતાં તેઓ ફરી વાર બેહોશ બની ગયા. એમના

સંબંધીએ વિચાર્યું કે, અહીં જો તેમનો પ્રાણ ચાલ્યો જશે તો અંતિમ સંસ્કાર કરવાનું પણ મુશ્કેલ બનશે. કારણ કે પોલીસને ખબર પડશે તો ભારે હેરાનગતીમાં મુકાઈ જવું પડશે. આમ વિચારીને ગેંદાલાલને સરકારી ઇસ્પિતાલમાં લઈ જવામાં આવ્યા. પરંતુ ત્યાં લઈ જવામાં આવ્યા પછી તુરત જ પંડિતજીનો આત્મા દેહ છોડી ચાલ્યો ગયો હતો. એ ૧૯૨૦ના ડિસેંબરની તા. ૨૧મીનો દિવસ હતો.

જેણે દેશને માટે સર્વસ્વનો ત્યાગ કર્યો, અનેક કષ્ટ વેઠયાં, અંતે પ્રાણ પણ આપી દીધો, એવા પુરૂષની આવી અંતિમ દશા જોઈને સૌ કોઈને આઘાત લાગ્યા વિના ન રહે

## શ્રી રામપ્રસાદ 'બિસ્મિલ'

રામપ્રસાદના પૂર્વજ ગ્વાલિયર રાજ્યના હતા એમના પિતામહ શ્રી નારાયણજી કૌટુંબિક કારણોને લીધે શાહજહાંપુર આવીને રહેવા લાગ્યા હતા એમના પિતાનુ નામ હતું મુરલીધર સને ૧૯૦૦ લગભગ રામપ્રસાદનો જન્મ શાહજહાંપુરમાં થયો. ત્યા જ એમણે શિક્ષણ મેળવ્યુ અને ઉર્દૂ ભાષામાં સારી પ્રગતિ કરી બાદ સ્થાનિક અંગ્રેજી શાળામાં તેમને દાખલ કરવામાં આવ્યા હતા

બાલ્યાવસ્થામાં રામપ્રસાદજી ઉચ્છૃંખલ સ્વભાવના હતા પરંતુ હરમિયાનમાં આર્યસમાજના પ્રસિદ્ધ સ્વામી સોમદેવ સાથે એમને પરિચય થયો અને એમના ઉપદેશથી રામપ્રસાદના જીવને પલટો અનુભવ્યો રામપ્રસાદ હવે આર્યસમાજના ખાસ અનુયાયી બની ગયા, અને સ્વામીજીને ગુરુ સમજવા લાગ્યા કહેવામાં આવે છે કે, દેશસેવા કરવાની ભાવના સૌથી પહેલાં સ્વામીજીના પ્રયાસથી જ તેમનામાં જાગૃત થઈ હતી

હવે રામપ્રસાદજીએ દેશસેવા કરવાનું વ્રત લીધુ અને એટલા માટે પોતાનું શરીર સુદૃઢ બનાવવાનું પણ શરૂ કરી દીધુ. તેઓ કડક બ્રહ્મચર્યવ્રતનું પરિપાલન પણ કરવા લાગ્યા. પરિણામે એમનામાં અસાધારણ શક્તિ આવી ગઈ ઘોડેસ્વારી, સાઈકલસવારી

અને તરવાની કળામાં તેઓ નિપુણ હતા સાઠ સાઠ માઈલ લગી પગે ચાલી જઈ શકતા હતા.

શાળાજીવનમાં તેમને ઉચ્ચ શિક્ષણ નહોતું મળ્યું. પરંતુ તે બાદ સ્વપ્રયત્નો વડે તેઓ બંગાળી અને અંગ્રેજી ભાષાઓ શીખી શક્યા હતા એમણે હિન્દીમાં ઘણાં પુસ્તકો લખ્યાં રામપ્રસાદજીમાં લેખનશક્તિની જેમ વ્યાખ્યાન આપવાની કલા પણ સુંદર હતી

સને ૧૯૧૫ની વિરાટ વિપ્લવી યોજના નિષ્ફળ થયા પછી પણ ક્રાન્તિકારીઓ નિરાશ ન થયા કેટલાક લોકોએ મૈનપુરીને પોતાનું કેન્દ્ર બનાવી ત્યાંથી ફરી વાર ક્રાન્તિકાર્યો શરૂ કરી દીધાં હતા શ્રી ગેંદાલાલ દીક્ષિતના નેતૃત્વ નીચે ત્યાં ઘણા દિવસ સુધી કાર્ય ચાલ્યા પછી ક્રાન્તિકારીઓની પ્રવૃત્તિઓની બાતમી પોલીસને મળી ગઈ અને ગિરફતારીઓનુ બજાર ગરમ થઈ ગયુ. એ દળના ઘણા સભ્યોને પકડી લેવામા આવ્યા, પરંતુ મુખ્ય કાર્યકર્તા કોઈ હાથમાં આવી શક્યા નહીં પંડિત રામપ્રસાદજી પણ આ પડયંત્રમા મુખ્ય વ્યક્તિ હતા એ વખતે એમનું વય ૧૯ વર્ષ જેટલુ હતુ ધરપકડો જોરશોરથી થવા લાગી જોઈ ને અને પોતે પણ પકડાઈ જવાનો સંભવ જણાતાં તે ગેબ થઈ ગયા

સને ૧૯૧૬મા લખનૌમાં કોંગ્રેસની બેઠક ભરાઈ તેમાં તેમણે ભાગ લીધો એમના દિલમા હવે ક્રાન્તિકારી વિચારો જોર કરી ગયા હતા અને એટલે તેઓ ક્રાન્તિકારી દળને ફરી સગઠિત કરવાના કામમાં લાગી ગયા. મૈનપુરી ક્રાન્તિદળના નેતા શ્રી ગેંદાલાલ ગ્વાલિયરમાં કેદ પકડાતાં તેમને છોડાવવા માટે શ્રી રામપ્રસાદે ખૂબ પ્રયાસ કર્યો. પરંતુ યોજાએલી યોજના ફૂટી જવાને કારણે તેમાં તેમને સફળતા ન મળી

૧૯ વર્ષની ઉમરમાં જ તેમણે ૧૫ વિદ્યાર્થીઓને સાથે

લઈને પહેલી જ વાર ધાડ પાડી હતી. એ પહેલા જ પ્રયાસમાં એમણે જે દઢતા અને સાહસ દાખવ્યાં હતાં, એ જોઈને સૌએ તેમની પ્રશંસા કરી હતી

શાળાના ૫૬૨ વિદ્યાર્થીઓને લઈને શ્રી રામપ્રસાદ ધાડ પાડવાને નીકળી પડ્યા. પિતાને કહ્યું કે, 'મારા દોસ્તને ત્યાં લગ્ન છે ગાડી લઈ આવ્યા છે. મારે ત્યાં ગયા વિના ચાલે તેમ નથી' આમ કહીને સાંજ પડતાં તેઓ ચાલી નીકળ્યા થોડીક રાત વીતતાં એક સ્થળ આગળ તેમણે પોતાની ગાડી થોભાવી જે સ્થળે ધાડ પાડવી હતી, તે સ્થળ અહીંથી ૧૦ માઈલ દૂર હતું ગાડી ઉપર એક માણસને રાખીને બાકીના સૌ પગપાળા ચાલતાં તે સ્થાને પહોંચવાને નીકળી પડ્યા પણ અંધારામાં રસ્તો ભૂલી જતાં સૌ પાછા આવ્યા. બીજે દિવસે રાતે થોડા પ્રયાસમાં જ એ સ્થળ મળ્યું અંધારી રાત હતી. ચારે કોર નિસ્તબ્ધતા છવાઈ ગઈ હતી. ગામમાં સૌ ઘસઘસાટ ઘોરી રહ્યા હતા રામપ્રસાદજીએ ત્રણ છોકરાઓને મકાનની છત ઉપર ચડી જવાની આજ્ઞા આપી છોકરાઓ પહેલાં તો ગભરાયા પણ રામપ્રસાદજીએ હાસ્ય કરી 'ડરો છો શું? ચડી જાઓ' કરતા હતા, તો આવું સાહસ કરવાની પહેલેથી જ કાં ના ન પાડી?'

સાંભળીને છોકરાઓને શૂર ચડ્યું. સાહસ કરીને તેઓ છત ઉપર ચડી ગયા. ફરી આજ્ઞા થઈ, 'અંદર કૂદી પડીને દરવાજો ઉઘાડી નાખો' પરંતુ આ કામ તો વળી ભારે કઠણ હતું. સરદારે કહ્યું 'જલદી કરો વાર લગાડશો તો મુશ્કેલીમાં મુકાઈ જવાશે' ત્રણ વખત કહેવા છતાં પણ કોઈમાં અંદર ઊતરવાની હિંમત ન આવી તેઓ આમતેમ જોઈ રહ્યા હતા, એટલામાં અચાનક સુસવાટ કરતી એક બંદૂકની ગોળી ત્યાં આવી પહોંચી અને એકના માથા પર રહેલા સાફાને નીચે ફેંકી દીધો.

તુરત જ ત્રણે છોકરાઓ મકાનની અંદર કૂદી પડ્યા. અંદર જઈને દરવાજો ખોલી નાખ્યો. પણ એવામાં ગામમાં ખબર પડી ગઈ અને ચારેકોરથી ઈંટોનો વરસાદ વરસવા લાગ્યો. જે બાજુથી ઈંટો આવી રહી હતી, તે તરફ ફરીને રામપ્રસાદજીએ કહ્યું: 'ઈંટો મારવી બંધ કરી દો. નહીં તો ગોળી ચલાવવાની ફરજ પડશે.' એવામાં એક ઈંટ આવીને તેમની આંખ ઉપર લાગી. જોતજોતામાં લૂગડાં લોહીથી રંગાઈ ગયાં. આ જોઈ આંખને થયેલી ઈજાની પરવા કર્યા વિના એમણે ગોળી ચલાવવા માંડી. બે ફાયર કરતાં જ ઈંટો વરસવી બંધ પડી. સૌ માણસો પાછા ચાલ્યા ગયા અને આ બાજુ ધાડનું કામ પણ પૂરું થઈ ગયું.

ઘરે આવતાં તેમના પિતાએ તેમને પૂછ્યું: 'કેમ ભાઈ કંઈ એકાએક પાછો ફર્યો?'

રામપ્રસાદે જવાબ વાળ્યો: 'શું કરું પિતાજી, બળદે માથું ફેરવ્યું. ગાડી ઊંધી વળી ગઈ અને મને આંખ ઉપર ઈજા ગઈ.'

મૈનપુરી ષડયંત્રમાં એમનું નામ સંડોવાયું હતું. એટલા માટે એમને પકડવા માટે 'વોરન્ટ' પણ નીકળી ચૂક્યું હતું. આથી તેઓ ક્યાંક અદ્રશ્ય થઈ ગયા હતા. ત્યાર બાદ તેઓ એક સ્થળેથી બીજે સ્થળે ભાગતા ફર્યા, અને દરમ્યાનમાં કેટલીયે વાર તેમને ભયંકર સંકટોનો સામનો કરવો પડ્યો. ક્યારેક ક્યારેક તો એક પણ પૈસા વિના દિવસ વિતાવવો પડતો હતો અને ઘાસપાન ખાઈને જીવન ગુજારવું પડ્યું હતું. નેપાલ, આગ્રા, રાજપૂતાના આદિ પ્રદેશમાં આમતેમ ઘૂમ્યા બાદ એક વખત અખબાર વાંચતાં તેમને જણાયું કે, તેમની ઉપરથી 'વોરન્ટ' ખેંચી લેવામાં આવ્યું છે. તુરત તેઓ ઘરે પાછા ફર્યા અને રેશમી દોરાનું કારખાનું ખોલીને થોડા દિવસ કારખાનાના કામકાજમાં ગૂંથાયેલા રહ્યા.

પરંતુ એમના દિલમાં એકવાર જે આગ લાગી ચૂકી

હતી, તે એમ કયાંથી જુઝાય ? ફરી વાર તેમણે ક્રાન્તિકારીઓનું સંગઠન સાધવાનું શરૂ કરી દીધું.

એકવાર તેઓ એક સ્ટેશન ઉપર જઈ રહ્યા હતા સામાન લઈને મજૂર પાછળ પાછળ આવી રહ્યો હતો એવામાં તેને ઠેસ લાગી અને નીચે ગબડી પડ્યો પડી ગયેલા સામાનમાંથી કેટલીક રિવોલ્વરો નીકળી ગઈ અને સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર પડી તુરત જ તેમણે રિવૉલ્વર વીણી લઈને સાથી રવાનગી લાવી અને એક ભયંકર ભાવિ ભયમાંથી મુક્ત થઈ ગયા.

૧૯૨૫ના ઑગસ્ટની તા ૯મીએ રાત્રે ૮ વાગ્યે આઠ નંબરની ગાડી હરદોઈથી લખનૌ તરફ જઈ રહી હતી એકાએક ગાડી કાકોરી અને આલમનગર વચ્ચે ઊભી રહી કોઈએ સાંકળ ખેંચી હતી એટલે ગાડીને અટકવું પડ્યું હતું મુસાફરો બારીઓમાંથી ડોકાં કાઢીને કુતૂહલવશ બહાર જોવા લાગ્યા ગાર્ડ પણ ઊતર્યો અને જ્યાંથી સાંકળ ખેંચાઈ હતી, એ ડબ્બા તરફ આવવા લાગ્યો પણ ગાડી ઊભી રહેતાં જ કેટલાક જુવાનિયા રેલ્વે ડબ્બામાંથી નીચે ઊતરી પડ્યા અને ગાર્ડ સામે પિસ્તોલ ધરીને તેને જમીન ઉપર સૂઈ જવાનો હુકમ કર્યો ગાર્ડ ઊંધે મોઢે જમીન ઉપર સૂઈ ગયો અને ગાડીની એક બાજુએ બે અને બીજી બાજુએ બે એમ ચાર જુવાનિયા ગોઠવાઈ ગયા તેમની પાસે ભરેલી પિસ્તોલો હતી બાદ થોડાક જુવાનિયા ટપાલ લઈ જતા ડબ્બામાં ઘૂસ્યા અને સરકારી નાણાંનું રક્ષણ કરી રહેલા પહેરગીરને ધક્કો મારીને નીચે ફેંકી દીધા, અને સરકારી નાણાંના થેલા લઈને સૌ નજીકની ઝાડીમાં રફુચક્કર થઈ ગયા

આ લૂંટકાર્યમાં અશફાકુલ્લા રાજેન્દ્ર લાહિરી અને શચીન્દ્ર બક્ષી જેવી કુશળ વ્યક્તિઓ શામિલ હતી તેમની ટુકડી-

નું નેતૃત્વ અશફાકે લીધું હતું. બાકીની સાત વ્યક્તિનું નેતૃત્વ પંડિત રામપ્રસાદે લીધું હતું. આ બનાવ બાદ ૨૫મી સપ્ટેંબરથી ગિરફતારીઓ શરૂ થઈ ચૂકી. એમાં પંડિત રામપ્રસાદજી પણ સપડાયા, અને અદાલતે તેમને ફાંસીની શિક્ષા ફરમાવી. લાગતા-વળગતા મિત્રોએ બહુ પ્રયાસ કર્યા, છતાં તેમની ફાંસીની સજા રદ ન થઈ. સને ૧૯૨૭ના ડિસેંબરની તા. ૧૯ મીએ રામપ્રસાદજીને ગોરખપુરમાં ફાંસી આપવામાં આવી.

સરકારી પ્રચારયંત્રોએ રામપ્રસાદજીને ડાકુને નામે પ્રસિદ્ધ કર્યા. પરંતુ શું તેઓ ખરેખરા તેવા હતા? તેમણે પોતાના જીવનમાં કોઈ પણ વખત ગરીબોને સતાવવા માટે ધાડો પાડી ન હતી. એકવાર એક નામીચા ધાડપાડુ સરદારે તેમની પાસે જઈને પોતાને ક્રાન્તિકારી દળના સભાસદ તરીકે ગણાવ્યો. રામપ્રસાદજીએ તેની સહાય લીધી અને એક વખત એક સ્થળે ધાડ પાડતાં આ માણસે એક સ્ત્રી ઉપર બૂરી નજર કરી. તુરત રામપ્રસાદજીએ તેને પડકાર્યો અને કહ્યું કે, 'ખબરદાર, કોઈ સ્ત્રી ઉપર બૂરી નજર કરી છે, તો ગોળીથી ઠાર કરી નાખીશ.'

એ માણસને પછી રામપ્રસાદજીએ રુખસદ આપી દીધી.

ગોરખપુરની જનતાએ પંડિત રામપ્રસાદજીના મૃતદેહને ભારે ભાવપૂર્વક અંજલિ અર્પી. લોકોએ એમના મૃતદેહ ઉપર પુષ્પવૃષ્ટિઓ કરી અને એમની ઇચ્છા પ્રમાણે વૈદિક વિધિએ એમનો અંતિમ સંસ્કાર કરવામાં આવ્યો. અંત સમયે રામપ્રસાદજી 'બિસ્મિલે' એક શેર કહ્યો હતો :–

> માલિક તેરી રજા હૈ ઔર તૂ હી તૂ રહે;
> બાકી ન મૈં રહૂં, ન મેરી આરઝૂ રહે.
>
> *
>
> એક હસરત દિલમેં બિસ્મિલ કે મિટ જાનેકી હૈ.

## અશફાકુલ્લાખાં

અશફાકુલ્લાખાન મુસલમાન જાતિના ભૂષણ સમાન, ચમકતા સિતારા હતા તેઓ પહેલા જ મુસલમાન હતા, જેણે ભારતમાતાના ચરણોમાં પોતાની જાતનું બલિદાન દીધુ હતું. એમનુ દિલ વિશાળ હતુ. વિચારો ઉદાર હતા. તેઓ નવજવાન હતા અને જુવાનીનો ઉત્સાહ, ધગશ અને કુરબાનીની ભાવના તેમના દિલમાં ઊછળી રહી હતી.

અશફાક શાહજહાંપુરના નિવાસી હતા, બાલ્યકાળથી જ એમને જુદી જુદી રમતોમાં પ્રેમ હતો. એમનું શરીર સુઘટિત અને ચહેરો ભરાવદાર હતો. તરવું, ઘોડેસ્વારી કરવી, શિકાર ખેલવો, વગેરેમાં તેઓ પ્રવીણ હતા એમનુ દિલ પણ બહુ ભાવિક હતું. દેશની દુર્દશા નિહાળીને એમનો આત્મા કકળી ઊઠતો હતો, એટલે ભારતની મુક્તિપ્રવૃત્તિઓમાં તેઓ સહકાર આપવા લાગ્યા હતા.

દેશભક્તિની ઉત્કૃષ્ટ ભાવનાઓથી પ્રેરાઈને તેઓ ક્રાન્તિકારીઓના દળની શોધમાં પડ્યા હતા. આખરે તેમને રામપ્રસાદ 'બિસ્મિલ' મળી ગયા, અને એમની સાથે મળીને કાર્ય શરૂ કર્યું. બંને જણા સગા ભાઈથી પણ વિશેષ રીતે એકબીજાને ચાહતા હતા. રાતદિન સાથે બેસવું જમવુ, કામ કરવુ, શિકાર ખેલવા પણ સાથે જ જવું, એવી રીતે દરેક કાર્યોમાં એકબીજાનો ઘનિષ્ટ સહકાર એમને મળવા લાગ્યો.

ક્રાન્તિકારી દળને માટે અસ્ત્રશસ્ત્રો ખરીદવાને માટે તેમને હજારો રૂપિયાની જરૂર જણાઈ. એમણે કેટલાક ધનલોભી શ્રીમંતોનાં ઘરો પર ધાડો પાડી, પરંતુ એથી જરૂરી નાણાં એકઠાં થયાં નહીં. એથી એક દિવસ બંનેએ ચોક્કસ ગામમાં મોટી લૂંટ ચલાવવાનું નક્કી કર્યું. ધાડ પાડી પણ એ ગામમાંથી ધન ન મળ્યું. એટલે રામપ્રસાદજીએ કહ્યું કે, 'રેલ્વે થેલાઓની લૂંટ ચલાવીએ' આ સંબંધી બંને વચ્ચે થોડોક વિવાદ પણ ચાલ્યો. અશફાકુલ્લાખાં તેથી વિરુદ્ધમાં હતા. એમનું એવું કહેવું હતું કે, એ રીતે સરકારની નજરમાં આવી જવાશે અને ક્રાન્તિકારીઓ ભયમાં મુકાઈ જશે. પરંતુ અંતે રેલ્વેમાં લૂંટ ચલાવવાનો નિર્ણય જ માન્ય રહ્યો

આઠ નંબરની ગાડી હરદોઈથી લખનૌ આવી રહી હતી. તેમાં સરકારી ખજાનો પણ હતો, અને તેનું રક્ષણ બંદૂકધારી પહેરગીરો કરી રહ્યા હતા. સેકંડ કલાસમાં કેટલાક ગોરા અફસરો પણ બેઠા હતા. અશફાક આવી ધાડ પાડવાની વિરુદ્ધ હતા, તે છતાં એકવાર નિર્ણય થઈ ગયા પછી તે કાર્યમાં તેઓ પાછા હઠે એવા ન હતા. અશફાક કમર કસીને તૈયાર થઈ ગયા, અને જે કાર્ય બીજા કોઈથી થઈ શકે એવું ન હતું, તે રેલ્વે પર ધાડ પાડવાનું કાર્ય તેમણે રામપ્રસાદજીની દેખરેખ હેઠળ કરી બતાવ્યું.

પછી કાકોરી–કેસ ચાલ્યો. અશફાકને એ ખટલામાં સંડોવાયેલી મુખ્ય વ્યક્તિ તરીકે જાહેર કરવામાં આવ્યા. વૉરંટ કાઢવામાં આવ્યું. પરંતુ તેઓ પોલીસની આંખોમાં ધૂળ નાખીને ક્યાંક ગેબ થઈ ગયા. ઘણા દિવસો સુધી ભાગતા રહ્યા. બાદ કેટલાક મિત્રોએ એમને રશિયા આદિ દેશોમાં ભાગી જવાની સલાહ આપી. પરંતુ તેમણે ઉત્તર આપ્યો કે 'ત્યાં મારું કામ નથી. મારું કામ તો મારા દેશમાં જ છે.' અંતમાં એમને

ગિરફતાર કરવામાં આવ્યા અને તેમને રામપ્રસાદજીના જમણા હાથ તરીકે જાહેર કરીને ફાંસીના માંચડે ચડાવી દેવામાં આવ્યા.

આ પહેલાં તેઓ લખનૌ જેલમાં હતા, ત્યારે એક દિવસ પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ તેમને મળવાને જેલમાં આવ્યા અને કહેવા લાગ્યાઃ 'અશફાક, તમે મુસલમાન છો, અને હું પણ મુસલમાન છું. તમને ગિરફતાર કરવા બદલ મને બહુ અફસોસ થાય છે. તમે પેલા કાફિર રામપ્રસાદના સાથી શા માટે બની ગયા?'

આ સાંભળીને અશફાકની આંખો લાલચોળ બની ગઈ. એમણે કહ્યુંઃ 'ખબરદાર, આવી વાતો મોઢામાંથી કાઢી છે તો. રામપ્રસાદ સાચા હિંદુસ્થાની છે. તેમને સાંપ્રદાયિકતા સામે બહુ જ તિરસ્કાર છે. તેમનામાં હિન્દુમુસ્લિમ વચ્ચેનો ભેદ નથી. દેશદ્રોહીઓ સાથે આનંદમાં રહેવા કરતાં અનેક સંકટો છતાં હું તેમનો સાથ વધુ પસંદ કરું છું.'

આ ઉપરથી સાફ જણાઈ આવે છે કે, રામપ્રસાદજી અને અશફાક કેટલાક સૈદ્ધાંતિક મતભેદો છતાં જિગરજાન મિત્રો હતા. એકવાર અશફાક બિમાર પડી ગયા અને અલ્લાહના નામ સાથે 'રામ રામ' કહીને રામનામ લેવા માંડયા. એમનાં માબાપે કહ્યું કે, 'ભાઈ! રામનામ શું કામ લે છે! અલ્લાહનું નામ લે.' અશફાકે માતાપિતા સમક્ષ ઈશ્વરના નામનું અભેદત્વ રજૂ કર્યું પણ રૂઢ ધાર્મિક પ્રણાલીમાં ઊછરેલાં માબાપને આ ક્યાંથી સમજાય? તેઓ અને ઘરનાં બીજાં માણસો કહેવા લાગ્યાં કે, 'અશફાક કાફિર બની ગયો છે.'

અશફાકની દૃષ્ટિએ મંદિર અને મસીદ સમાન હતાં. શાહજહાંપુરમાં એક વખત હિન્દુમુસ્લિમ રમખાણ થયું. ત્યારે તેઓ આર્યસમાજ મંદિરમાં રામપ્રસાદજીની સાથે જ બેઠા હતા.

મુસલમાનોની એક ટોળકી આર્યસમાજ મંદિર ઉપર હૂમલો લઈ આવી. તુરત તેઓ પિસ્તોલ કાઢીને બહાર નીકળી પડ્યા અને કહેવા લાગ્યાઃ 'હું કટ્ટર મુસલમાન છું. પરંતુ આ મંદિરની ઈંટે-ઈંટ મને પ્રાણથી પણ વધુ વહાલી છે. મારી સામે મંદિર અને મસીદ વચ્ચે કોઈ ભેદ નથી. નકામા ઝઘડા ન કરો, અને અહીં-થી ચાલ્યા જાવ. કદાચ કોઈએ આ મંદિર સામે આંખ માંડી છે, તો સમજી લે જે કે આ પિસ્તોલ તેને માટે તૈયાર પડી છે.'

ફાંસીને સમયે અશફાક આનંદી જણાતા હતા. તેઓ ફાંસીના મંચ પાસે ગયા. મંચને ચુંબન કર્યું અને પછી હાજર રહેલા લોકોને કહ્યું: 'મારા હાથ કોઈના ખૂનથી હજી લગી રંગાયા નથી. મારી ઉપર ખોટું આળ લગાવવામાં આવ્યું છે. મેં ખૂન કર્યું હોવાની વાત સાવ ગલત છે. ખેર, ખુદાને ઘેર મારો ઈન્સાફ થશે. અમારી ઉપર ન્યાયાધીશોએ બેરહમ, જંગલી, માનવકલંક વગેરે વિશેષણો લગાડ્યાં છે. પરંતુ શું આ ન્યાયાધીશોએ જલિયાનવાલા બાગમાં જનરલ ડાયરને ગોળીઓ ચલાવતો કદી જોયો છે ખરો ? અમારી ઉપર લગાવવામાં આવતાં વિશેષણોને લાયક તો તે અને તેના જેવા બીજા અંગ્રેજો છે: ભારતમાતાની સ્વતંત્રતા માટે ફાંસીએ લટકનાર હું પહેલો મુસલમાન છું, એટલા માટે મને ગર્વ થાય છે.'

ફૈઝાબાદ જેલમાં આ દેશભક્ત મુસલમાન યુવકને ફાંસીના માંચડે લટકાવી દેવામાં આવ્યો હતો. અશફાક સારા કવિ પણ હતા. મૃત્યુસમય પહેલાં કેટલાક દિવસ અગાઉ તેમણે થોડાક શેર લખ્યા હતાઃ–

> ફના હૈ સબકે લિયે, હમપે કુછ નહીં મૌકુફ;
> વફા હૈ એક ફકત જાતિ કિબ્રિયા કે લિયે.

કુછ આરજૂ નહીં હૈ હૈ આરજૂ તો યહ હૈ,
રખ દે કોઈ જગમી, ખાકે વતન કફનમેં.

એ પુખ્તાકાર-ઉલ્ફત[1] હુશિયાર ડિગ ન જાના,
મેઅરાજ આશકાં[2] હૈ, ઇસ દાર[3] ઔર રસનમેં

બુજદિલોં હી કો સદા મૌતસે ડરતે દેખા,
જો કિ સૌ બાર ઉન્હે રોજ હી મરતે દેખા

મૌતસે વીર કો હમને નહીં મરતે દેખા,
તખ્તયે મૌતપે ભી ખેલ હી કરતે દેખા

મૌત ઇકબાર જબ આતી હૈ તો ડરના ક્યા હૈ.
હમ સદા ખેલ હી સમજા કિયે મરના ક્યા હૈ?

વતન હમેશા રહે શાદ કામ[4] ઔર આઝાદ,
હમારા ક્યા હૈ અગર હમ રહે, રહે ન રહે

તંગ આકર હમ ભી ઉનકે જુલ્મ સે બેદાદ સે,
ચલ દિએ સૂએ અદમ, જિન્દાને ફૈજાબાદ સે

---

(૧) પ્રેમ દૃઢ કરવાવાળા (૨) પ્રેમનું ઉચ્ચ ધ્યેય (૩) શૂળી
(૪) સફળ મનોરથ

# વીર રોશનસિંહ

રોશનસિંહ વીર, દૃઢ, સાહસિક અને એક ક્ષત્રિય હતા. તેઓ શાહજહાંપુરના નવાદા નામે ગામમાં રહેતા હતા અને બાલ્યકાળમાં એમને બંદૂક, તલવારબાજી વગેરેની સારી તાલીમ મળી હતી એમને શસ્ત્રોની તાલીમમાં રસ હતો એટલે એમણે ઉચ્ચ શિક્ષણ મેળવવામાં જોઈએ તેવો રસ ન લીધો એમને કુસ્તી ખેલવામા પણ ભારે રસ હતો એમનુ શરીર ખૂબ મજબૂત હતું અને હમેશાં વ્યાયામ કરતા હતા લોકોનું કહેવુ છે કે, ફાંસી-ઘરમાં પણ તેઓ છેલ્લા દિન સુધી વ્યાયામ કરતા રહ્યા હતા.

એમની ઉપર આર્યસમાજના સિદ્ધાંતોનો ભારે પ્રભાવ પડ્યો હતો તેઓ હમેશાં નિયમાનુસાર પાઠપૂજા કરતા હતા. અજબ ધૈર્યશીલ અને કષ્ટસહિષ્ણુ તેઓ હતા જેલમાં એમના પિતાના સ્વર્ગવાસના હૃદયવિદારક સમાચાર મળ્યા હતા, ત્યારે પણ તેમણે વિચલિત થયા વગર દૃઢ મને અશ્રુ ખાળ્યા હતાં.

એમણે પોતાના એક મિત્ર ઉપર પત્ર લખ્યો હતો કે, 'આ સપ્તાહમાં મને ફાંસી અપાઇ જશે તમે મારે માટે જરાય દુખી ન થશો હુ ગજીખુશીથી મોતને ભેટીશ દુનિયામા પેદા થઈને એક દિવસ મરવાનુ તો છે જ ને? મારુ મૃત્યુ કોઇ રીતે અફ-સોસ લાયક નથી મને વિશ્વાસ છે કે, દુનિયાની ઝંઝટભરી યાત્રા

સમાપ્ત કરીને હવે હું આરામભરી જિંદગી માટે જઈ રહ્યો છું. આપણાં શાસ્ત્રોમાં લખ્યું છે કે, જે માનવી ધર્મયુદ્ધમાં પ્રાણ આપી દે છે, તેની ગતિ જંગલમાં રહીને તપશ્ચર્યા કરનારા તપસ્વીઓના જેવી જ થાય છે.

અંતિમ સમયે રોશનસિંહજીના મુખ ઉપર શોકનું નામ-નિશાન ન હતું. ફાંસીના દિન પહેલાં આખી રાત એમણે ઈશ્વરાધન અને ગીતાનો પાઠ કર્યો હતો. તા. ૨૦મી ડિસેમ્બરે પ્રાતઃકાળે પ્રયાગની જેલમાં એમને ફાંસી આપવામાં આવી. ફાંસીના તખ્તા ઉપર ચડતી વખતે એમણે 'ॐ' મંત્રનો જાપ કર્યો અને 'વંદેમાતરમ્'નો ઘોષ પોકારી ભારતમાતાનું ચિંતન કર્યું. પછી ક્ષણભરમાં એમનો દેહ આત્મ વિહોણો બની ગયો. એમના મૃતદેહને ત્રિવેણીતટ પર લઈ જવામાં આવ્યો અને વૈદિક વિધિ અનુસાર અંતિમ સંસ્કાર કરવામાં આવ્યા, આ વખતે સૌના મુખમાં આ જ શબ્દો રમતા હતા 'રોશનસિંહ વીર હતા, ખરા બહાદુર હતા.'

# રાજેન્દ્રનાથ લાહિડી

કાકોરી ષડયન્ત્રના કેસમાં ફાંસી પામેલી ચાર વ્યક્તિઓમાં રાજેન્દ્રનાથ લાહિડી પણ એક હતા તેઓ ઘણું કરીને સને ૧૯૨૨-૨૩માં ક્રાન્તિકારી અહિલનમાં શામિલ થયા હતા.

એમનો જન્મ સને ૧૯૦૧માં પબનના જિલ્લાના ભટગા ગામમાં થયો હતો એમના પિતાનું નામ ક્ષિતિમોહન લાહિડી હતું તેઓ બહુ ઉદાર દિલના હતા બગભગની ચળવળમાં તેમણે સારો હિસ્સો લીધો હતો. એમના વિચારોની છાયા પુત્ર રાજેન્દ્ર ઉપર પણ પડી રાજેન્દ્રબાબુને પ્રાથમિક શિક્ષણ એમના ગામમાં જ મળ્યું અને બાદ સને ૧૯૦૯માં બનારસમાં આવીને હિન્દુ યુનિવર્સિટીની 'એન્ટ્રન્સ' પરીક્ષા પાસ કરીને કૉલેજમા ભણવા લાગ્યા

તેમને અર્થશાસ્ત્ર અને ઇતિહાસના વિષયો ઉપર ખૂબ પ્રેમ હતો એમ એના અભ્યાસમાં તેમણે ઇતિહાસનો વિષય ખાસ પસદ કર્યો હતો તેમને પોતાની માતૃભાષા બગાળી ઉપર બહુ વહાલ હતું પોતાની માતા વસતકુમારીની સ્મૃતિમાં એમણે એક પુસ્તકાલય ખોલ્યુ હતું. બગાળનાં પત્રો અને પત્રિકાઓમાં તેઓ લેખો પણ લખતા હતા. બનારસમાં ક્રાન્તિકારીઓના હસ્ત-લિખિત પત્ર 'અગ્રદૂત'ના સચાલનકાર્યમાં તેઓ આગળપડતો

ભાગ લેતા હતા વિશ્વવિદ્યાલયની બંગાળી સાહિત્ય સભાના તેઓ મંત્રી પણ હતા

રાજેન્દ્રનાથ લાહિડી બહુ મિલનસાર અને બુદ્ધિમાન વ્યક્તિ હતા બાલ્યાવસ્થામાંથી જ તેમણે દેશસેવામાં ઝંપલાવવાનો સંકલ્પ કર્યો હતો અને તેમની વય જેમ જેમ વધતી ગઈ, તેમ તેમ આ સંકલ્પ કાર્યના સ્વરૂપમાં પરિણમવા લાગ્યો હતો તોપણ તેઓ પોતાના કાર્યનો ઢંઢેરો પિટાવતા ન હતા, અને નેતા બનવાની ધૂનનો તેમનામાં સાવ અભાવ હતો આમ હોવા છતાં પણ તેઓ પોતાનાં કાર્યો દ્વારા ક્રાન્તિકારી દળના એક આગેવાન નેતા બની ચૂક્યા હતા. તેઓ ક્રાન્તિકારી દળની પ્રાંતિક સમિતિના સભાસદ પણ હતા

જે સમયે કાકોરીમાં ધાડ પડી, તે સમયે તેઓ હિન્દુ યુનિવર્સિટીમાં એમ એનો અભ્યાસ કરી રહ્યા હતા. તેમને બનારસમાં જ કલકત્તાના દક્ષિણેશ્વર બૉમ્બ કેસના સબંધમાં ગિરફતાર કરવામાં આવ્યા મુકદ્દમો ચાલ્યો અને તેમને ૧૦ વર્ષની જેલની સજા આપવામાં આવી

એટલામાં પોલીસે તેમને કાકોરી કાવતરા કેસમાં પણ શામિલ કરી દીધા તેમની ઉપર આ અંગે પણ ખટલો ચાલ્યો અને આખરે બીજા આરોપીઓની જેમ તેમને પણ આજન્મ દેશનિકાલની સજા અને ફાંસી એમ જુદી જુદી શિક્ષાઓ ફરમાવવામાં આવી. ૧૮૨૭ના ઑક્ટોબરની તા ૧૧મી ફાંસી માટેનો દિન મુકરર કરવામાં આવ્યો હતો વડી અદાલતમાં અપીલ કરવામાં આવી, પરન્તુ કોઈ પરિણામ આવ્યુ નહી અને સજા બહાલ જ રહી.

તેમને પહેલાં બારાબાંકી જેલમાં રાખવામાં આવ્યા, પણ પછીથી ગોંડા જેલમાં લઈ જવામાં આવ્યા. જેલમાં તેઓ સદૈવ આનંદી રહ્યા હતા અને દિવસભર મસ્તાન થઈને ગાતા રહ્યા હતા. મોતનો ડર તેમને ન હતો અને તેઓ મોતની તો મજાક ઉડાવતા હતા. એમણે અંતિમ કાળે પોતાના સગાસબંધીઓને જે પત્રો લખ્યા હતા તે મનનીય છે. એ પત્રો દ્વારા તેમની ગંભીરતા, સાહસ અને ત્યાગભાવના જણાઈ આવે છે.

રાજેન્દ્રનાથને ૧૯૨૭ના ડિસેંબરની તા ૧૭મીએ ગોંડા જેલમાં ફાંસી આપવામાં આવી અને ૨૬ વર્ષની વયમાં તેઓ રાષ્ટ્રભક્તિની અનેરી ઝલક દાખવીને આલોક સદાને માટે છોડી ગયા.

# શ્રી યતીન્દ્રનાથદાસ

શ્રી યતીન્દ્રનાથદાસે ભારતના રાજકીય કેદીઓની મંગલ કામનાઓ પરિપૂર્ણ કરવા માટે ક્ષુધાગ્નિની અસહ્ય વેદના સહતાં સહતાં પ્રાણોત્સર્ગ કર્યો હતો. સંગ્રામમાં યુદ્ધ કરીને વીરગતિ પ્રાપ્ત કરવી, ફાંસીના તખ્તા ઉપર હસતાં હસતાં પ્રાણ ત્યાગ કરવો એ કઠિન અને અનુપમ આદર્શ છે. પરંતુ મીણ-બત્તીની જેમ શરીર ક્ષીણ કરીને પ્રસન્નતાપૂર્વક પ્રાણ આપી દેવો એ એથી યે વિશેષ પ્રશંસનીય આદર્શ છે.

અમર શહીદ યતીન્દ્રનાથદાસનો જન્મ સને ૧૯૦૪માં કલકત્તામાં થયો હતો. એમના પિતાનું નામ બંકિમ બિહારી હતું. સને ૧૯૧૪માં યતીન્દ્રની માતા અવસાન પામ્યાં. ભવાની-પુરમાં મિત્ર ઈન્સ્ટીટયૂશનમાં યતીન્દ્રનાથદાસનું શિક્ષણ શરૂ થયું. ચારિત્ર્યશીલતા, અને મધુર સ્વભાવને લીધે તેઓ કેવળ શાળા કે મિત્રોમાં જ નહીં પરંતુ કુટુંબ–પરિવારમાં સર્વત્ર સૌને પ્રિય થઈ પડ્યા હતા. સને ૧૯૨૦માં તેમણે મેટ્રીક પરીક્ષા પ્રથમ શ્રેણીમાં પાસ કરી અને ૧૯૨૧માં આશુતોષ કૉલેજમાં જોડાઈને આગળ શિક્ષણ લેવાનું શરૂ કર્યું. પરંતુ એ સાલમાં જોરશોરથી શરૂ થયેલી અસહકારની ચળવળમાં ઝંપલાવીને તેમણે કૉલેજનો ત્યાગ કરી દીધો અને દક્ષિણ કલકત્તા કોંગ્રેસ સમિતિમાં કાર્ય કરવાનું શરૂ કરી દીધું.

સને ૧૯૨૧માં દક્ષિણ બંગાળમાં પડેલા ભયંકર દુષ્કાળમાં એમણે લોકોની ભારે સેવા બજાવી હતી. એમની કાર્યકુશળતા ધીરે ધીરે સૌના લક્ષમાં આવી ગઈ. કસ્તૂરીની સુગંધીની માફક એમનું નામ ધીમે ધીમે બંગાળભરમાં ફેલાઈ ગયું. પરંતુ સાથોસાથ તેઓ સરકારની આંખોમાં પણ ખટકવા લાગ્યા હતા.

એ સમયે મહાત્મા ગાંધીજીનુ અસહકારનું આંદોલન પરાકાષ્ટાએ પહોંચ્યુ હતું. દેશને ખાતર વિદ્યાર્થીઓએ અભ્યાસ છોડી દીધો, લોકોએ નોકરીઓને ત્યાગી દીધી અને ઘણાએ પોતાના વેપારધંધાને તિલાંજલિ આપીને દેશની સ્વતંત્રતાની લડાઈમાં કૂદી પડ્યા હતા. યતીન્દ્રબાબુ પણ આવા સ્વાતંત્ર્યપ્રેમીઓમાંના એક હતા. ઘરનુ બંધન, પિતાનો અસંતોષ, કોઈ યતીન્દ્રને ન રોકી શક્યાં સત્યાગ્રહ કરતાં કરતાં તેઓ ગિરફતાર થયા અને ચાર દિવસ બાદ છોડી મૂકવામાં આવ્યા થોડા દિવસ બાદ ફરી વાર તેમને તે જ અપરાધ માટે ગિરફતાર કરી લેવામાં આવ્યા અને એક માસની કેદની સજા આપવામાં આવી. ફરી વાર સને ૧૯૨૨માં તેમને ત્રણ માસની સજા થઈ હતી.

જેલમાં તેમની તરફ અમાનુષી વર્તાવ ચલાવવામાં આવ્યો હતો. એથી એમની તબિયત બહુ જ ખરાબ બની ગઈ. એમનું એક વખતનું બલિષ્ટ શરીર હવે હાડપિંજર જેવુ બની ગયું. લગભગ દોઢ માસ સુધી તેઓ બિમાર પડ્યા રહ્યા. જેલમાંથી છૂટયા બાદ પિતાએ બોલાવ્યાથી તેઓ ઘરમાં રહેવા લાગ્યા. તબિયત સુધરતાં તેઓ ફરી વાર કોલેજમા જોડાયા પરંતુ કોલેજના અભ્યાસની સાથોસાથ એમનો રાષ્ટ્રીય કાર્યક્રમ તો અગાઉની જેમ જ ચાલુ રહ્યો હતો. સને ૧૯૨૪માં તેમણે 'ઈન્ટર મિડિએટ' પસાર કરી. સને ૧૯૨૫માં તેઓ દક્ષિણ કલકત્તા

કેમિસના સહાયક મંત્રી તરીકે નિમાયા અને હવે તેઓ વિશેષ પ્રમાણમાં કેમિસનું કાર્ય કરવા લાગ્યા.

'ઇન્ટર'માં પ્રથમ શ્રેણીની પરીક્ષા પસાર કર્યા પછી તેઓ બંગવાસી કૉલેજમાં દાખલ થયા અને કૉલેજમાં શિક્ષણ લેતાં લેતાં તેમણે વિશ્વવિદ્યાલયના સેવાદળમાં જોડાઈ પોતાની લશ્કરી મનોવૃત્તિમાં વિકાસ કર્યો એ વર્ષમાં એમણે દક્ષિણ કલકત્તા તરુણ સંઘ સ્થાપવામાં ભારે પરિશ્રમ લીધો હતો. આ સંઘનો ઉદ્દેશ સામાજિક સેવા અને અસહાયોને સહાય આપવાનો હતો. આ સંઘ તરફથી દર રવિવારે દક્ષિણ કલકત્તાના ઘરે ઘરે ફરીને નિરાધારો, દીનદુ:ખીઓ માટે ફાળો ઉઘરાવવામાં આવતો હતો. સંઘ તરફથી એક પુસ્તકાલય અને એક વ્યાયામશાળા પણ ચલાવવામાં આવતાં હતાં. આ સંઘના સહાયક મંત્રી તરીકે શ્રી યતીન્દ્રનાથદાસ કામ કરતા હતા.

સને ૧૯૨૫ના નવેંબરની તા. ૫મીની એ ગંભીર રાત્રિ હતી. યતીન્દ્રનાથદાસ નિદ્રાદેવીની ગોદમાં પોઢયા હતા, એવામાં પોલીસના કઠોર સ્વરે તેમની નિદ્રાનો ભંગ કર્યો જાગીને યતીન્દ્ર જોવા બહાર જોવા જાય છે કે તુરત જ બંગાળ ઓર્ડીનાન્સ હેઠળ તેમને ગિરફતાર કરી લેવામાં આવ્યા, અને પ્રેસીડન્સી જેલમાં લઈ જવામાં આવ્યા બાદમાં તેમને મેદનીપુર જેલમાં મોકલી આપવામાં આવ્યા, પરંતુ ત્યાંનાં હવાપાણી તેમને માફક આવ્યાં નહીં એક દિવસ યતીન્દ્ર અસહ્ય ગરમીથી બેભાન બની ગયા જેલના નોકરો અને બીજાઓએ તેમની તાબડતોબ સારવાર શરૂ કરી દીધી ન હોત, તો આ મૂર્છા તેમને માટે ભયંકર પુરવાર થઈ ચૂકી હોત. હવે ફરી વાર તેમને સારવાર માટે કલકત્તાની પ્રેસીડન્સી જેલમાં લઈ જવામાં આવ્યા પરંતુ ત્યાંય તબિયત ન સુધરી, એટલે ઢાકા જેલમાં મોકલી દેવામાં આવ્યા.

ઢાકા જેલમાં તેમને અપાર કષ્ટો સહેવાં પડયાં. ઢાકાથી તેમને મૈમનસિંહ જેલમાં લઇ જવામાં આવ્યા. અત્રે પણ તેમને વેઠવાં પડેલાં અપમાનોને પાર ન હતો. જેલના સત્તાવાળાઓના અસહ્ય દુર્વ્યવહારને કારણે એક દિવસ તેઓ ખૂબ ગરમ થઈ ગયા. કારણ એ હતું કે જેલના સુપ્રીન્ટેન્ડેન્ટે તેમને અશ્લીલ ગાળો આપી હતી. એ કારણે તેમની સાથે યતીન્દ્રનાથ આચડી પડયા. પરિણામે તેમને એટલો બધો માર પડયો કે, તેઓ મૂર્છિત બની ગયા. પરંતુ વાત આટલેથી જ પતી નહીં. આટલો સખત માર મારવા ઉપરાંત તેમની ઉપર જેલ સત્તાવાળાઓ સામે દુર્વ્યવહાર ચલાવવાનો આરોપ લગાવીને કામ ચલાવવામાં આવ્યું. પરંતુ યતીન્દ્રે આ સૌ અત્યાચારો ચૂપચૂપ સહન કરી ન લીધા, અને એમનો સામનો કરવા માટે તેમણે ખાવાપીવાનું છોડી દીધું. આમ ૨૩ દિવસ સુધી તેમણે સતત ઉપવાસ કર્યા. ૨૩ દિવસ બાદ બંગાળ સરકાર વચ્ચે પડતાં અને જેલના સુપ્રીન્ટેન્ડેન્ટે માફી માગીને રાજદ્વારી કેદીઓને જરૂરી બધી સગવડો પૂરી પાડવાનું વચન આપતાં તેમણે ઉપવાસ તોડયા હતા.

જેલનો આ અધિકારી પોતાના આ પરાજયથી અંદર ને અંદર બળી રહ્યો હતો, એટલે તેણે યતીન્દ્રને પંજાબની મિયાંવાલી જેલમાં મોકલી દીધા. આ જેલમાં પણ યતીન્દ્રને અનેક યંત્રણાઓ વેઠવી પડી, એવામાં તેમને પોતાની બહેનની સખ્ત બિમારીના સમાચાર મળ્યા. બિમાર હોવાને કારણે તેમને ફરી વાર કલકત્તા જેલમાં લાવવામાં આવ્યા અને કડક પોલીસ પહેરા હેઠળ તેમને બહેનને મળવાની છૂટ આપવામાં આવી. અહીંથી તેમને ચટગાંવની જેલમાં લઇ જવામાં આવ્યા. ચટગાંવમાં તેમની બહેનનું અવસાન થયાના સમાચાર મળ્યા. આ સાંભળીને તેમને

અતિશય આઘાત લાગ્યો, પરંતુ તુરત ચિત્ત સ્થિર કરી લીધું-વીરોના હૃદયમાં શોકને સ્થાન હોય ખરું !

સને ૧૯૨૮ના ડિસેમ્બરની તા. ૨૯મીએ યતીન્દ્રને કારાવાસમાંથી મુક્ત કરવામાં આવ્યા. પરંતુ તુરત જ તેઓ ફરી વાર દેશસેવાના કાર્યમાં લાગી ગયા. કલકત્તા કોંગ્રેસ સમયે તેમણે શક્તિશાળી સુસંગઠિત સ્વયંસેવક દળ રચવામાં જે પરિશ્રમ વેઠ્યો હતો, એથી એમની ચોમેર પ્રશંસા થઈ રહી એમની આ અદ્ભૂત કાર્યકુશળતાને કારણે તેમને દક્ષિણ કલકત્તા સ્વયંસેવક દળના 'કમાન્ડર' (સેનાપતિ) નિયુક્ત કરવામાં આવ્યા. આ સ્વયંસેવક દળને સુવ્યવસ્થિત અને મજબૂત બનાવવામાં તેમણે મહેનત લીધી હતી.

લાહોર ષડ્યંત્રના સંબંધમાં તેમને ૧૪મી જૂને ગિરફતાર કરી લેવામાં આવ્યા આ ષડ્યંત્રના સંબંધમાં ભગતસિંહ અને દત્તને આજીવન કાળા પાણીની સજા આપીને તેમને અનુક્રમે મિયાંવાલી અને લાહોર સેન્ટ્રલ જેલમાં મોકલી દેવામાં આવ્યા. જેલોમાં તેમની તરફ ચોરલૂટારાઓના જેવો જ વ્યવહાર ચલાવવામાં આવ્યો બંનેને રાજકીય આરોપોસર સજા કરવામાં આવી હોવા છતા રાજકીય કેદીઓ પ્રત્યે જેવું વર્તન ચલાવવું જોઈતું હતું, તેવુ વર્તન ચલાવવાને સરકારને શું પડી હતી ? એક વખત કાકોરી કેસના કેદીઓએ જેલના અત્યાચારોથી ત્રાસી ઊઠીને ૪૫ દિવસના કઠિન ઉપવાસ કર્યા હતા એ વખતે સ્વર્ગવાસી શ્રી. ગણેશશંકર વિદ્યાર્થીના જોરદાર અપીલનથી અને રાજકીય કેદીઓની માગણીઓ પરિપૂર્ણ કરાવવા માટે થોડોક સમય માગવાથી આ અનશન કામચલાઉ સ્થગિત થયું. સરકારે એ વખતે તો કેટલીક સગવડો આપી ખરી, પરંતુ પછી તો તેણે

પોતાનો જૂનો માર્ગ જ ચાલુ રાખ્યો. ફરી વાર રાજકીય કેદીઓ ઉપર અત્યાચારો શરૂ થઈ ગયા એટલે ફરી વાર રાજકેદીઓએ ઉપવાસ શરૂ કરી દીધા.

રાજકીય કેદીઓ કંઈ પોતાના વ્યક્તિગત સ્વાર્થોને ખાતર સજા પામીને જેલમાં નથી આવતા તેમને દેશભક્તિનો નાદ લાગ્યો હોય છે. તેમનું નૈતિક ચારિત્ર્ય ઉચ્ચ પ્રકારનું હોય છે. તેઓ શિક્ષિત અને ઉચ્ચ કુટુંબના હોય છે. આવી સ્થિતિમાં એ સ્વાભાવિક છે કે તેઓ જેલમાં રહીને પણ અભ્યાસ કરવાની સગવડ ઇચ્છે, તેમની તરફ માનવોચિત વ્યવહાર કરવામાં આવે. તેમના સ્વમાનનો ભંગ ન થાય. રાજકીય કેદીઓને જેલમાં પૂરતા પ્રમાણમાં તબીબી સારવાર મળે, જેલમાં સ્વચ્છતાના કાનૂનોનું પાલન થાય, અને માનવને પોતાના દેહના પોષણ અર્થે જરૂરી ગણાય એટલો ખોરાક મળે. રાજકીય કેદીઓ જેલોમાં આટલી સગવડો મેળવવાની આશા કરે, એ કોઈ રીતે ગેરવાજબી ન ગણાય.

ભગતસિંહ અને બટુકેશ્વર દત્તે રાજકીય કેદીઓને આ અધિકારો અપાવવાને માટે તા. ૧૫મી જૂનથી અનશનનો આરંભ કરી દીધો. એક બાજુ અનશન ચાલુ જ હતુ. અને બીજી બાજુ લાહોર ષડ્યંત્રનો મુકદ્દમો શરૂ થઈ ગયો. આવી હાલતમાં પણ તેમને અદાલતમાં આવવું પડતુ હતુ. આ અપવાસોથી હિન્દમાં સર્વત્ર ખળભળાટ મચી ગયો અનેક પ્રાંતોમાં ' રાજકીય કેદી દિન ' પાળવામાં આવ્યો. દેશના ખૂણે ખૂણે સભાઓ ભરાઈ, અને ઉપવાસ પર ઊતરેલા રાજકીય કેદીઓની માગણીઓનું સમર્થન કરવામાં આવ્યું. હવે સ્વર્ગવાસી શ્રી. ગણેશશંકર વિદ્યાર્થીએ લાહોર જઈને અનશન પર ઊતરેલાઓને સમજાવવાનો પ્રયાસ કરી જોયો, પરંતુ માગણીઓ

અતોષાય નહીં ત્યાં સુધી તેઓ તલમાત્ર પણ નમતું મૂકવાને તૈયાર થયા નહીં

બીજી બાજુ સરકાર પણ રાજકીય કેદીઓની માગણીઓ ઉપર ધ્યાન આપતી ન હતી આથી બધા જ રાજકીય કેદીઓ એ મળીને તા ૧૩મી જુલાઇએ અનશન કરવાની ઘોષણા કરી. એ સમયે લાહોરની બે જેલોમાં ૧૭ રાજકીય કેદીઓના ઉપ વાસ ચાલુ હતા યતીન્દ્રનાથદાસ પણ ઉપવાસ ઉપર હતા અને તેમની હાલત વધુ ખતરનાક બની રહી હતી તેઓ મૃત્યુશય્યા ઉપર પડ્યા હતા

આખરે પંજાબ સરકાર થોડીક નમી ખરી એક જેલ તપાસ સમિતિ નીમવામાં આવી તેના સભ્યોએ જેલોમાં અનશનકારીઓની મુલાકાત લીધી અને આશ્વાસન આપ્યું કે, તેમની તમામ માગણીઓ સ્વીકારી લેવામાં આવશે

પરંતુ શ્રી યતીન્દ્રનાથદાસની હાલત બહુ જ ખરાબ બની ગઈ હતી રાજકીય કેદીઓની માગણીઓમાં એક એવી માગણી પણ હતી કે, યતીન્દ્રનાથદાસને બિનશરતે છોડવામાં આવે. સરકારે આ વાત સ્વીકારી પણ લીધી હતી આ ઘટના તા ૨૭ સપ્ટેમ્બરની છે ૮૧ દિવસ બાદ સરદાર ભગતસિંહ અને વીર બટુકેશ્વર દત્ત તથા ૮૧ દિવસ પછી અન્ય ઉપવાસીઓએ દૂધ પીઈને અનશન તોડ્યું.

પરંતુ બીજે દિવસે સરકારે યતીન્દ્રનાથદાસને બિનશરતે છોડવાની ના પાડી દીધી તે તેમને જામીન ઉપર છોડવા માગતી હતી યતીન્દ્રની હાલત બહુ જ બગડી ગઈ ચૂકી હતી ડાક્ટરે તેમના જીવવાની આશા છોડી દીધી હતી સરકારની હઠ સામે

યતીન્દ્રે પણ ટક્કર લીધી અને આવી ગંભીર હાલત છતાં પણ તેમણે અનશન ન તોડ્યું

સપ્ટેમ્બરના પ્રારંભથી જ ડૉક્ટરો કહી રહ્યા હતા કે યતીન્દ્રના જીવન માટે કોઈ આશા રહી નથી એમના રક્તનું પરિભ્રમણ કેવળ હૃદયની આસપાસ જ થઈ રહ્યું હતું. તેમનાં પ્રત્યેક અંગ લગભગ નિર્જીવ બની ગયાં હતાં. દૃષ્ટિશક્તિ ક્ષીણ બની ગઈ હતી આથી એમના નાના ભાઈને એમની સેવાશુશ્રૂષામાં રહેવા દેવાની સરકારે પરવાનગી આપી હતી હવે એ તો નક્કી જ ધારી લેવામાં આવ્યું હતું કે સરકાર જો નહીં નમે, તો યતીન્દ્રનાથદાસ અવશ્ય જ મૃત્યુ પામશે એમનું મૃત્યુ થાય તો શહેરમાં તોફાન જાગવાનો ભય સરકારને લાગ્યો, એટલે તેણે બહારથી પોલીસ મંગાવીને શહેરને નાકે નાકે ગોઠવી દીધી

યતીન્દ્રનાથદાસ અચાનક શહીદ બની જશે એવી વાત હતી જ નહીં તેમને સંપૂર્ણ ખાતરી થઈ ચૂકી હતી કે, પોતે દરેક ક્ષણે મૃત્યુ તરફ પ્રયાણ કરી રહ્યા છે એટલે એમણે એવી અંતિમ ઇચ્છા પ્રગટ કરી હતી કે, એમના મૃતદેહનો અગ્નિસંસ્કાર કલકત્તામાં એમની માતા તથા બહેનનો જ્યાં અગ્નિદાહ કરવામાં આવ્યો હતો, તે જ સ્થળે કરવામાં આવે હવે એમના ભાઈ એમના શબને કલકત્તા લઈ જવા માટે રેલ્વે કંપની સાથે પત્રવ્યવહાર કરવા લાગ્યા સરકારને હવે લાગ્યું કે યતીન્દ્રનાથ મરવાની અણી ઉપર છે એટલે તે ગુપ્ત રીતે કોઈ વ્યક્તિ યતીન્દ્ર તરફથી જામીનગીરી આપી દે, એવી રીતે પ્રયાસ કરવા લાગી સરકારે યતીન્દ્રનાથદાસના વકીલોને યતીન્દ્ર વતી જામીન આપવાને કહ્યું તેઓ તૈયાર પણ થઈ ગયા છતાં યતીન્દ્રનાથદાસે કોઈપણ શરતી છુટકારાને ઠોકરાવી દીધો સરકારે જ્યારે જોયું

કે, યતીન્દ્રના સગાસંબંધીઓ જામીનગીરી નહીં આપે ત્યારે કોણ જાણે કોઈક બે અજાણી વ્યક્તિએ અદાલતમાં ખડા થઈને યતીન્દ્રને માટે મુચરકા આપી દીધા. આ બન્ને વ્યક્તિઓ કોણ હતી તેનો કોઈ પત્તો ન હતો. હજી સુધી એનો પત્તો લાગ્યો નથી.

આખરે બનવાનું હતું તે બન્યું જ. યતીન્દ્રે કોઈપણ શરત ઉપર છૂટવાની સાફ ના પાડી દીધી હતી. ૧૯૨૯ના સપ્ટેંબરની તા. ૧૩મીએ બપોરે એક વાગ્યે વોરસ્ટલ જેલમાં યતીન્દ્રનાથદાસ શહીદ થયા. સારો ય દેશ એમનું જીવન બચાવવા માટે આજીજી કરી રહ્યો હતો, પરંતુ હઠીલી સરકાર ન નમી. યતીન્દ્રનાથ તો વીરનર હતા. તેમણે મોત સાથે ખેલ ખેલ્યા, પરંતુ પોતાના નિશ્ચય, દૃઢતા અને પ્રતિજ્ઞામાંથી લેશ પણ ન હઠ્યા. તેમણે જીવનનું બલિદાન આપીને પણ પોતાની ટેક જાળવી.

એ દિવસે લાહોરમાં ખળભળાટ મચી ગયો. વીર યતીન્દ્રની સ્મશાનયાત્રામાં હજારો માનવીઓએ ભાગ લીધો. ૧૪મી સપ્ટેંબરે હાવરા એક્સપ્રેસ તેમનો મૃત દેહ લઈને લાહોરથી રવાના થઈ. દરેક સ્ટેશને આ શહીદના અંતિમ દર્શનાર્થે લોકોના ટોળેટોળાં ઊમટ્યાં. હાવરા સ્ટેશનથી એક મહાન સરઘસ નીકળ્યું અને ટાઉન હોલ ખાતે આવી પહોંચ્યું. ટાઉન હોલમાં રાતભર મૃતદેહ રહ્યો અને તા. ૧૬મીએ અઢી વાગ્યે યતીન્દ્રની અંતિમ ઇચ્છા મુજબ સ્મશાન ઘાટ ઉપર તેમનો વિધિસર અંતિમ સંસ્કાર કરવામાં આવ્યો.

યતીન્દ્રના બલિદાને કેવળ ભારતમાં જ નહીં, પરંતુ સમસ્ત જગતમાં એક નવીન આદર્શ સ્થાપિત કરી દીધો. આજે પણ આ વીર શહીદને હજારો માનવીઓ યાદ કરે છે.

# સરદાર ભગતસિંહ

સરદાર ભગતસિંહે કલ્યાણપુર જિલ્લાના એક પ્રસિદ્ધ શિખ કુટુમ્બમાં જન્મ લીધો હતો એમના પૂર્વજ મહારાજા રણજિતસિંહના સમયમાં ખાલસા સરદારના નામે પ્રસિદ્ધ હતા. પશ્ચિમમાં પઠાણો અને પૂર્વમાં શક્તિશાળી અંગ્રેજોની સામે શિખ સામ્રાજ્ય ફેલાવવામાં આ લોકોએ શિખ શાસકોને ભારે મદદ આપી હતી એમને માટે ખૂન વહાવીને આ કુટુંબે પુરસ્કાર-સ્વરૂપ ભારે મિલકત પ્રાપ્ત કરી હતી

સને ૧૯૦૭ના ઓકટોબર મહિનામા સરદાર કિશનસિંહના દ્વિતીય પુત્ર સરદાર ભગતસિંહનો જન્મ થયો સરદાર કિશન-સિંહ અને તેમના બે ભાઈઓ સરદાર અજિતસિંહ અને સરદાર સુવર્ણસિંહ પન્જાબમાં પોતાની દેશભક્તિ માટે બહુ પ્રસિદ્ધ છે કહેવાય છે કે, સરદાર અજિતસિંહે લાલા લાજપતરાયને રાજકીય ક્ષેત્રમાં ઝંપલાવવા તરફ આકર્ષણ કર્યું હતું

સરદાર ભગતસિંહ બચપણથી જ સ્વતંત્ર પ્રકૃતિના હતા. પોતાના મોટાભાઈ જગતસિંહ સાથે તેઓ બાંગા પ્રાથમિક શાળા-માં અભ્યાસ કરવા જોડાયા હતા મોટાભાઈ જગતસિંહનો ૧૮ વર્ષની જ જુવાન અવસ્થામાં સ્વર્ગવાસ થઈ ગયો ભગતસિંહના દિલને એથી ભારે આઘાત લાગ્યો હવે કિશનસિંહે ભગતસિંહને

લાહોરની ડી. એ. વી. સ્કૂલમાં દાખલ કર્યો અને ત્યાં તેમણે મેટ્રીક પસાર કરી. એટલામાં અસહકારનું આંદોલન પૂરજોશમાં શરૂ થતાં ભગતસિંહે ડી એ. વી સ્કૂલ છોડી દીધી અને લાલા લજપતરાયે ખોલેલી નેશનલ કોલેજમાં જોડાઈને એફ. એ માં અભ્યાસ કરવા માંડ્યો કોલેજમાં તેમને સુખદેવ અને યશપાલ સાથે ઘનિષ્ટ મૈત્રી બંધાઈ

અસહકારના આંદોલને ભગતસિંહને દેશસેવા તરફ આકર્ષણ કર્યું. હજી પંદર વર્ષ પણ પૂરાં થયાં ન હતા, એટલામાં તેમણે પંજાબની ગુપ્ત ક્રાન્તિકારી સંસ્થાઓમાં કામ કરવા માંડ્યુ પંજાબમા એ સમયે 'બબ્બર અકાલી' નામના એક ભારે સાહસિક અને બલિદાન દેવાવાળુ દળ દેશસેવાની ભાવનાથી સંગઠિત થયુ હતુ. જ્વલંત દેશભક્તિ ખાતર અને મા ના ચરણોમાં સર્વસ્વ ન્યોચ્છાવર કરી દેવ ની આ દળની અપૂર્વ ધગશ અને લગની હતી. સને ૧૯૧૪ અને ૧૯૧૫મા લાહોર ષડયંત્રોમા શિખોએ જે ભારે બલિદાન આપ્યાં હતા, તેનો પ્રભાવ તે સમયના યુવકો ઉપર ગાઢ રીતે પ્રસર્યો હતો એ સમયે સરદાર ભગતસિંહના પિતા સરદાર કિશનસિંહને 'ડીફેન્સ ઑફ ઇન્ડીઆ એક્ટ' (હિન્દ સંરક્ષણ ધારા) હેઠળ નજરબંધ કરી લેવામાં આવ્યા હતા. એમની ઉપર ક્રાન્તિકારીઓને સહાય આપવાનો આરોપ મૂકવામાં આવ્યો હતો. ભગતસિંહ પણ 'બબ્બર' અકાલીઓના હિમ્મતભર્યા પંથ તરફ આકર્ષાયા હતા પોલીસને ક્રાન્તિકારી દળનો પત્તો મળી ગયો હતો અને એ દળના ઘણાખરા સભાસદો પકડાઈ ગયા હતા એટલે સરદાર ભગતસિંહે પંજાબ છોડ્યું બીજુ કારણ એ હતું કે, ભગતસિંહના ઘરવાળાઓ એમનુ લગ્ન કરી નાખવા માગતા હતા, અને ભગતસિંહ તેના વિરોધી હતા, એટલે તેઓ ચૂપચૂપ ઘરમાંથી ગેબ થઈ ગયા. સરદાર કિશનસિંહને ભગતસિંહનો

એક પત્ર મળ્યો હતો, જેમાં લગ્નને કારણે પોતે ઘર છોડયુ છે, એમ લખવામાં આવ્યુ હતુ

હવે ભગતસિંહ લાહોરથી કાનપુર આવ્યા. કાનપુરમાં શ્રી ગણેશશકર વિદ્યાર્થી સાથે તેમને પિછાન થઈ ગઈ. આ નવજવાને તેમની આગળ દેશસેવા કરવાનો પોતાનો દૃઢ નિશ્ચય પ્રગટ કર્યો અને ઉવનનિર્વાહ માટે શ્રી વિદ્યાર્થીજીના પ્રેસમાં જ એમણે કામ શરૂ કર્યું અને ભગતસિંહ 'બનવત'ના નામે ઓળખાતા હતા

એ સમયે કાનપુર ઉત્તર હિંદના ક્રાન્તિકારી અદિાલનનુ આગળ પડતુ કેન્દ્ર હતુ યુક્ત પ્રાંતમા શ્રી શચીન્દ્રનાથ સન્યાલે ક્રાન્તિકારી સગઠન શરૂ કર્યું હતું અને કેટલાક બીજા લોકો પણ સ્થળે સ્થળે નાનામોટાં ક્રાન્તિકારી દળો રચી રહ્યા હતા શ્રી યોગેશ ચેટરજી 'રાય' મહાશયના નામે ક્રાન્તિકારીઓનુ સગઠન સાધી રહ્યા હતા કાનપુરમાં સરદાર ભગતસિહને આ 'રાય' મહાશય સાથે પરિચય થયો, અને અહીં જ તેઓ ભારતની એક સુસગઠિત ક્રાન્તિકારી સસ્થાના સભાસદ બની ગયા આ સ્થાનેથી એમના જીવનમાં એક અપૂર્વ પરિવર્તન થયુ અને એમનુ જીવન ભારતની ક્રાન્તિના ઇતિહાસમાં એક પ્રકરણ સમુ બની ગયુ

કાનપુરમાં એક બીજા મિત્ર સાથે પણ એમને ગાઢ પરિચય થયો અને જીવનના અત લગી એ મૈત્રી ટકી રહી એમનુ નામ છે બટુકેશ્વર દત્ત સને ૧૯૨૪ની ગગાજીની ભયકર રેલમાં આ બને મિત્રોએ જીવનની પરવા કર્યા વિના કિસાનોને બચાવવાનુ અને તેમને સહાય કરવાનુ બહુ પ્રશસનીય કાર્ય કર્યું હતું એમના આ કાર્યનો પ્રભાવ જનતા ઉપર પણ પડયા વિના રહ્યો નહીં રાષ્ટ્રીય શાળામાં 'હેડ માસ્તર'ની જરૂર હતી.

શ્રી ગણેશશંકર વિદ્યાર્થીએ ભગતસિંહને ત્યાં નીમીને મોકલી દીધા. આ બાજુ એમના પિતા સરદાર કિશનસિંહ તેમને ઢૂંઢી રહ્યા હતા. એમને ખબર મળ્યા કે, ભગતસિંહ કાનપુરમાં છે. તેઓ ભગતસિંહને લેવા માટે કાનપુર આવવાના હતા, એટલામાં ભગતસિંહનાં માતા બિમાર પડી ગયાં. આ ખબર સાંભળીને ભગતસિંહ લાહોર ગયા.

એ સમયે લાહોરમાં અકાલી આંદોલન ચાલી રહ્યું હતું. ભગતસિંહ પણ તે કાર્યમાં ઝૂકી પડ્યા. હવે પોલીસની નિગાહ એમની ઉપર કડક રહેવા લાગી. તોપણ તેમણે પોતાનું કાર્ય છોડ્યું નહીં

સને ૧૯૨૪માં ફરી વાર કેટલીયે ગુપ્ત સંસ્થાઓ કાયમ બની. બંગાળના પુરાણા વિપ્લવવાદીઓએ ફરી વાર પોતાનું સંગઠન સાધ્યું. પરંતુ ૧૯૨૫માં બંગાલ ઓર્ડીનાન્સે તેમની ઉપર કઠોર પ્રહાર કર્યો. યુક્ત પ્રાંત અને પંજાબમાં શ્રી શચીન્દ્રનાથ સન્યાલ, શ્રી યોગેશચંદ્ર ચેટરજી અને શ્રી રામપ્રસાદ બિસ્મિલ આદિ ક્રાન્તિકારીઓએ નાનાં નાનાં અનેક ક્રાન્તિકારી દળોને એકઠાં કરીને 'હિન્દુસ્તાન રીપબ્લીક એસોસિએશન' નામની એક મજબૂત વિપ્લવવાદી સંસ્થા રચી. આ સંસ્થા સાથે ભગતસિંહને વિશેષ સંબંધ હતો, એક રીતે કહીએ તો તેઓ આ સંસ્થાના મુખ્ય સભાસદ ગણાતા હતા આ સંસ્થાના સભાસદોએ ૧૯૨૫ના ઓગસ્ટની તા. ૯મીએ કાકોરી નજીક દોડતી એક ટ્રેન લૂંટી. આ અંગે થયેલી પકડાપકડીમાં બધા પ્રાંતોના ઘણાખરા ક્રાન્તિકારીઓ ગિરફતાર થઈ ગયા કાકોરી ષડ્યંત્રના કેસને પરિણામે 'હિન્દુસ્તાન રીપબ્લીક એસોસિએશન' પડી ભાંગી. બધા જ ક્રાન્તિકારી નેતાઓ જેલમાં હતા. થોડાક બિનઅનુભવીઓ

જેઓ બચી ગયા હતા, તેઓ કંઈ ક્રાન્તિ કરવાને અસમર્થ હતા. સરદાર ભગતસિંહ, કાનપુરના વિજયકુમારસિંહ તથા લાહોરના શ્રી સુખદેવ ક્રાન્તિકારી દળ ફરી વાર સંગઠિત કરવા લાગ્યા.

'મોન્ટેગ્યુ–ચેમ્સ ફોર્ડ સુધારા'ની યોજના અનુસાર ઘડવામાં આવેલા કાયદાઓ મુજબ હિન્દ સ્વરાજ્યની બીજી મંજલમાં હિન્દને શા શા અધિકારો આપવા અને તે કેવી રીતે આપવા, એની રૂપરેખા તૈયાર કરવા માટે સામ્રાજ્યવાદી બ્રિટને સાત સભ્યોનું એક કમિશન સાયમનની નેતાગીરી હેઠળ નીમ્યું હતું. આ સાયમન કમિશન સને ૧૯૨૮ના ફેબ્રુઆરીની તા. ૩જીએ ઈંગ્લાંડથી મુંબઈ ખાતે આવી પહોંચ્યું હતું. સારાયે ભારત દેશે એકી અવાજે તેનો વિરોધ કર્યો. હિન્દભરમાં પ્રચંડ હડતાળો પડી. હડતાળની સફળતા જોઈને સરકારી અધિકારીઓ ભયભીત બની ગયા અને ઠેર ઠેર વિરોધ કરતા લોકો ઉપર લાઠીમારો ચલાવ્યો. બીજા ઘણા અત્યાચારો પણ વરસી ગયા. દેશના જે જે ભાગોમાં આ સાયમન કમિશન ગયું ત્યાં સર્વત્ર હડતાળ, બહિષ્કાર, કાળા વાવટાના દેખાવો, 'સાયમન પાછો જા' વગેરે પોકારો વડે તેનું સ્વાગત કરવામાં આવ્યું.

સને ૧૯૨૮ના ઓક્ટોબરની તા. ૩૦મીએ સાયમન કમિશન લાહોર આવવાનું હતું. એટલે લાહોરના જિલ્લા ન્યાયાધીશે ૧૪૪મી કલમ જાહેર કરીને શહેરમાં સભાસરઘસ પર પ્રતિબંધ મૂકી દીધો, અને સ્ટેશને જમા થઈને દેખાવો કરવા સામે પણ મનાઈ ફરમાવી દેવાઈ.

૧૯૨૮ના ઓક્ટોબરની તા. ૧૫મીએ લાહોરમાં એક વિરાટ જાહેર સભા મળી હતી. તેમાં ૫૦૦૦૦ થી વધુ માનવીઓ એકત્ર થયા હતા. આ સભામાં સર્વાનુમતે પ્રસ્તાવ પસાર થયો હતો કે,

રાષ્ટ્રનો વિરોધ પ્રદર્શિત કરવા માટે સરકારી મનાઈ હુકમ અવ-ગણીને પણ લાહોરના નાગરિકોનું એક સરઘસ સ્ટેશને લઈ જવું અને પૂરા જોરશોરથી વિરોધ પ્રદર્શક દેખાવો કરવા. ૧૯૨૮ના ઓકટોબરની તા. ૩૦મીએ પંજાબકેસરી લાલા લજપતરાયની આગેવાની હેઠળ જંગી સરઘસ નીકળ્યું અને સ્ટેશન આગળ આવી પહોંચ્યું. થોડી વારમાં એકાએક લાઠીધારી પોલીસો નિઃશસ્ત્ર અને શાંત જનતા ઉપર તૂટી પડ્યા. પોલીસના ઉચ્ચ અધિકારીઓએ પણ લાઠીઓ ચલાવી હતી. તેમણે લાલા લજપતરાય ઉપર પણ નિર્દયતાથી પ્રહાર કર્યો. લાલા લજપતરાયની છાતી ઉપર લાઠીનો ગંભીર ફટકો પડ્યો. લોકોએ પોતાના પ્રિય નેતા પર પડેલી લાઠી જોઈ, તેમ છતાં તેઓ શાંત રહ્યા. લાહોરના પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. સ્કોટ અને મદદનીશ સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. સોન્ડર્સ પોતાની આ સફળતા માટે ખુશ ખુશ થઈ રહ્યા હતા.

૧૯૨૮ના નવેંબરની તા. ૧૭મીએ પ્રાતઃકાળે દેશના અમૂલ્ય રત્ન સમા પંજાબકેસરી લાલા લજપતરાયનું એ ફટકાને પરિણામે અવસાન થયું, અને દેશમાં સર્વત્ર શોકની કાળી ઘટા છવાઈ ગઈ. સમગ્ર રાષ્ટ્ર એમના અવસાનના કારણથી સમસમી ઊઠ્યો. નવયુવકોના દિલને ઊંડી ઠેસ લાગી. લાલા લજપતરાયનું મૃત્યુ અને રાષ્ટ્રના ઘોર અપમાનનો બદલો લેવા માટે ક્રાન્તિકારીઓ તૈયાર થઈ ગયા. તેઓ પોતાનાં બલિદાનો દ્વારા એ વાત સિદ્ધ કરી દેવા માગતા હતા કે, ભારતના નવજુવાનોનાં હૃદય એકદમ નિષ્ક્રિય અને નિર્જીવ નથી થઈ પડ્યાં. તેમને પણ ધડકતાં હૃદયો છે અને તેમની નસોમાં પણ રક્તનો સંચાર થઈ રહ્યો છે. તેઓ ચૂપચાપ રીતે લાલાજીનું મૃત્યુ અને રાષ્ટ્રનું ઘોર અપમાન સહી લે તેમ નથી.

તા ૧૭મી ડિસેમ્બર ૧૯૨૮ ને સાંજે સાડાચાર વાગ્યે મિ સૌન્ડર્સ પોતાની મોટરસાઈકલ ઉપર બેસીને બહાર નીકળ્યા તુરત કોઈની' રીવૉલ્વર ફડાફડ ફૂટી. મિ. સૌન્ડર્સ ઘાયલ થયા અને મોટરસાઈકલ બેકાબૂ બનીને એક બાજુ પડી ગઈ અને મિ. સૌન્ડર્સ બીજી બાજુ ગબડી પડ્યા. સરદાર ભગતસિંહ એટલેથી જ ન રોકાયા, પરંતુ ઉપરાઉપર ત્રણ ગોળીઓ છોડી અને નાસી છૂટ્યા સિપાઈ ચાનનસિંહે તેમનો પીછો લીધો. તેને પાછા ચાલ્યા જવાનું કહેવાયું પરંતુ તેણે ન માન્યું અચાનક રીવૉલ્વર ગર્જી ઊઠી અને બિચારો ચાનનસિંહ નિર્જીવ બનીને ધરતી ઉપર ઢળી પડ્યો

બીજે દિવસે સવારે ભિન્ન ભિન્ન સ્થળો ઉપર 'હિન્દુસ્તાન સોશીઆલિસ્ટ રીપબ્લીકન આર્મી'ના નામના લાલ શાહીથી મોટા અક્ષરો વડે છપાયેલા પોસ્ટરો ચોડાઈ ચૂક્યાં હતાં તેમાં લખવામાં આવ્યું હતું કે, 'સૌન્ડર્સનું ખૂન કરવામાં આવ્યું છે લાલાજીનો બદલો લેવામાં આવ્યો છે '

પોલીસ આ કાંડ કરવાવાળાઓની તપાસમાં આકાશપાતાળ એક કરી રહી હતી પરંતુ તેના કરનારાઓ તો ક્યાંયે અદૃશ્ય બની ગયા હતા સરદાર ભગતસિંહે નાસી છૂટવા માટે એક હુશિયારીભરી તરકીબ કરી હતી તેમણે પોતાનું એક મોટું મોટું નામ રાખી લીધું અને તેનાં 'લેબલ' છપાવીને પોતાના ટ્રંક અને સરસામાન ઉપર લગાવી દીધાં. પોલીસની આંખમાં ધૂળ નાખવા માટે એક સુંદર યુવતી 'દીદી' શ્રીમતી સુશીલા-દેવીને પણ પોતાની સાથે લીધી અને એ જ લાહોર સ્ટેશન ઉપરથી ટ્રેનના પહેલા વર્ગમાં બેસીને તેઓ રુવાબભેર મુસાફરી કરવા લાગ્યા. સાથે રાજગુરૂ 'ટિફીન કેરીઅર' (ટિફીન ઉપા-

નારો નોકર )ના સ્વરૂપમાં સરદાર ભગતસિંહની સાથે હતા... આ રીતે આ સાહસિકો લાહોરથી નાસી છૂટ્યા.

૧૯૨૯ના એપ્રિલની તા. ૮મીની આ ઘટના છે. એ સમયે નવી દિલ્હીમાં મધ્યસ્થ ધારાસભામાં 'પબ્લીક સેફ્ટી બિલ' ( જાહેર સલામતી ખરડા ) ઉપર ઉગ્ર ચર્ચા ચાલી રહી હતી. સરકાર પક્ષી અને વિરોધીઓ વચ્ચે ભારે ખેંચતાણ થઈ રહી હતી. વીર વિઠ્ઠલભાઈ પટેલ પ્રમુખસ્થાને હતા. આ પહેલાં 'ટ્રેડ ડીસ્પ્યુટ્સ બિલ' ( ઔદ્યોગિક ઝઘડા અંગેનો ખરડો ) બહુમતીથી પસાર થઈ ચૂક્યો હતો. હવે 'જાહેર સલામતી ખરડા' ઉપર મત લેવાની ઘડી આવી પહોંચી હતી. શ્રી વિઠ્ઠલભાઈ પટેલની ઘંટડી વાગતાં જ ધારાસભાના સ્વરાજ્ય પક્ષ અને સરકારી પક્ષના સભ્યોના બે ભાગ પડી ગયા. મતગણતરી થયા પછી પ્રમુખે ઘોષણા કરી કે, "'પબ્લીક સેફ્ટી બિલ' પાસ થાય છે" એકાએક બોમ્બ ફાટ્યો. સભાસદો 'બોમ્બ બોમ્બ' એમ બૂમો પાડતા આમતેમ નાસાનાસ કરવા લાગ્યા. સભામંડપમાં સર્વત્ર ધુમાડો પ્રસરી વળ્યો. આ ધુમાડો હજી ઓછો થયો પણ નહીં. એટલામાં એક બીજો ધડાકો થયો. જ્યાં બોમ્બ પડ્યો હતો, તેની આસપાસની ચીજો અને ખુરશીઓના ચૂરેચૂરા થઈ ગયા, અને જમીનમાં ખાડો પડી ગયો. એટલું સારું થયું કે, કોઈને ફાટેલા બોમ્બની કરચો વાગી નહીં. આ પછી લાલ પત્રિકાઓ પણ સભાખંડમાં ફેંકવામાં આવી. તેમાં ફ્રેન્ચ ક્રાન્તિકારીઓના દાખલા ટાંકીને કહેવામાં આવ્યું હતું કે, 'બહેરાઓને સાંભળતા કરવા માટે ધડાકાઓની જરૂર છે.'

સરદાર ભગતસિંહ અને વીર બટુકેશ્વર દત્ત નિશ્ચય ભાવથી પ્રેક્ષકોની ગેલેરીમાં ઊભા રહ્યા. એમની પાસે આત્મરક્ષા માટે

રીવોલ્વરો હતી. સર્વત્ર ધુમાડો પ્રસરી વળ્યો હતો અને પોલીસની દોડધામ ચાલુ રહી હતી, એટલે તેઓ જો ધારત, તો સહેલાઈથી નાસી છૂટત. પરંતુ તેમણે નાસી છૂટવાનું યોગ્ય ધાર્યું નહીં. થોડી વારમાં સાર્જન્ટો સશસ્ત્ર પોલીસ સાથે ત્યાં આવી પહોચ્યા પરંતુ તેમની પાસે આવવાની પોલીસમાં હિંમત ન હતી. બન્નેએ પોતાની પાસેની ભરેલી રીવોલ્વરો ફેંકી દીધી અને પોલીસ અફસરોને પોતાને ગિરફતાર કરી લેવાનો સંકેત કર્યો. સરદાર ભગતસિંહ અને વીર બટુકેશ્વર દત્ત સ્વેચ્છાથી જ બંદીવાન બની ગયા. સભાખંડમાંથી અદ્રશ્ય બનતાં પહેલાં તેમણે ફરી એકવાર 'ઇન્કિલાબ ઝિન્દાબાદ' 'સામ્રાજ્યવાદનો નાશ હો'નાં સૂત્રો પોકાર્યા. આ સૂત્રોના પોકારના ધ્વનિપ્રતિધ્વનિથી સારોયે ધારાસભાખંડ ગર્જી ઊઠયો. ભયભીત પ્રેક્ષકો ચકિત થઈને આ બધું જોઈ રહ્યા.

સરદાર ભગતસિંહ અને વીર બટુકેશ્વર દત્તને ગિરફતાર કરીને જેલમાં મોકલી દેવામાં આવ્યા. બન્નેને અલગ અલગ કોટડીઓમાં બંધ કરી દેવામાં આવ્યા હતા સને ૧૯૨૯ના જૂનની તા. ૪થીએ દિલ્હીના સેશન્સ ન્યાયાધીશ મિ. મિડલટન સમક્ષ દિલ્હીની જેલમાં જ મુકદ્દમો નીકળ્યો, અને તા ૧૨મી જૂન ૧૯૨૯ને રોજ ફેંસલો સુણાવવામાં આવ્યો. બન્ને ઉપર બે કાનૂનો અનુસાર કામ ચલાવવામાં આવ્યું હતું અને તે મુજબ બન્નેને જીવનભરની કાળાપાણીની સજા ફરમાવવામાં આવી. બન્ને વીરોએ સહર્ષ તે સ્વીકારી લીધી.

સને ૧૯૨૯ના જુલાઈની તા. ૧૦મીએ લાહોર ષડ્યંત્રનો મુકદ્દમો ખાસ ન્યાયાધીશ રાયસાહેબ શ્રીકૃષ્ણ સમક્ષ શરૂ થયો. ખટલો લાંબો ચાલ્યો, અને ૧૯૩૦ના ઓક્ટોબરની તા. ૭મી-

,એ નિમાયેલા ખાસ 'ટ્રીબ્યુનલે' સરદાર ભગતસિંહને ફાંસીની સજા આપી, એમની સાથે સુખદેવ અને રાજગુરુને પણ મિ. સોન્ડર્સની હત્યા માટે ફાંસીની સજા આપવામાં આવી. એમને ફાંસી આપવા માટેની તારીખ પણ નક્કી કરી નાખવામાં આવી. ખાસ વટહુકમ હેઠળ આ ટ્રીબ્યુનલ નીમવામાં આવ્યું હતું, એટલે આ ચુકાદા વિરુદ્ધની અપીલ હાઈકોર્ટમાં થઈ શકતી ન હતી. પ્રીવીકાઉન્સીલના દરવાજા ખખડાવવાનું વિચારવામાં આવ્યું. તેમ કરવામાં પણ આવ્યું. પરંતુ પ્રીવીકાઉન્સીલે કાંઈ સાંભળવાનો ઈન્કાર કરી દીધો. આ ત્રણે વીરોના જાન બચાવી લેવા માટે વાઈસરોય સમક્ષ દેશ તરફથી ભિક્ષા માગવામાં આવી. પરંતુ વાઈસરોયે પંજાબ સરકાર ઉપર બધું છોડી દીધું સરકાર ધારત, તો તેમને જીવનદાન આપી શકત, પરંતુ સારા યે દેશની વિનંતિઓ સાંભળવાની તેણે પરવા કરી નહીં. પૂજ્ય મહાત્મા ગાંધીજીએ પણ આ સંબંધી વાઈસરોયને વિનંતિ કરી પરંતુ તે ઉપર પણ કશું લક્ષ આપવામાં આવ્યું નહીં.

સને ૧૯૩૦ના માર્ચની તા. ૨૩મીએ આ ત્રણે ય ક્રાન્તિવીરોને ચૂપચાપ ફાંસી દેવામાં આવી અને સતલજને કિનારે તેમના મૃતદેહોને ભસ્મીભૂત પણ કરી નાખવામાં આવ્યા, અને રાખને નદીમાં વહેવરાવી દેવામાં આવી. તા. ૨૪મી માર્ચે સવારે સરકારી નિવેદન દ્વારા આ વાતની જાહેરાત કરવામાં આવી.

તા. ૨૨મી માર્ચના 'પ્રતાપ'માં શ્રી. બાલકૃષ્ણજીએ વીર ભગતસિંહના સંબંધમાં એક પત્ર પ્રસિદ્ધ કર્યો હતો. તેમાં તેમણે લખ્યું હતું કે, 'અમે એ વાત બતાવી દેવા માગીએ છીએ કે સરદાર ભગતસિંહ હિંસક પશુ ન હતા, સ્વભાવથી હત્યારા ન હતા, લોહીતરસ્યા પણ ન હતા. પરંતુ કોઈ પણ દેશનો યુવક જેટલો

સાચો, ચારિત્ર્યવાન, વીર, આદર્શવાદી અને ઉત્સાહી હોય છે, તેટલા જ વીર ભગતસિંહ હતા '

સરદાર ભગતસિંહે દિલ્હી ઓન્મ કેસ વખતે જે નિવેદન કર્યું હતુ તે ઐતિહાસિક છે તેમણે દેશભક્તિને ખાતર પોતાના દેહનુ બલિદાન આપ્યુ હતુ. તેઓ સિદ્ધાંતવાદી હતા નિ સ્વાર્થ ભાવથી દેશસેવા અને આત્મસમર્પણ કરનારા વીર હતા તેઓ રાજનીતિના એક અચ્છા વિદ્યાર્થી હતા તેમનો સ્વભાવ સાહસિક અને હિમતવાન હતો અતિમ દિવસોમા તેઓ કેવળ પજાબના જ નહીં, પરતુ સારા ભારત દેશના વહાલા બની ચૂકયા હતા. એમના મૃત્યુથી આખોયે દેશ ખળભળી ઊઠયો સરદાર ભગતસિહ વીર બટુકેશ્વર દત્ત અને રાજગુરુ ભારતની જનતાના સ્મરણમાં સદાને માટે રહેશે

## શ્રી ચંદ્રશેખર 'આઝાદ'

શ્રી ચંદ્રશેખર આઝાદનો જન્મ કાશીના વૈજનાથ ટોલામાં થયો હતો. એમના પિતાનું નામ પંડિત વૈજનાથ હતું. શ્રી ચંદ્રશેખરને નાની વયથી જ દેશને આઝાદ બનાવવાની લગની લાગી હતી. સને ૧૯૨૧નું અસહકારનું આંદોલન ચાલી રહ્યું હતું. કાશી પણ તેના પ્રભાવથી મુક્ત ન રહી શક્યું. એ વખતે ચંદ્રશેખરની ઉંમર કેવળ ૧૪ વર્ષની હતી અને બનારસમાં સંસ્કૃતનો અભ્યાસ કરી રહ્યા હતા. અસહકારના આંદોલનમાં કાશીના ઘણા સંસ્કૃત વિદ્યાર્થીઓએ આગળ પડતો ભાગ લીધો. તેમાં શ્રી ચંદ્રશેખર 'આઝાદ' આગળ તરવરી આવતા હતા. અસહકારની ચળવળ વખતે તેઓ અહિંસાવાદી સ્વયંસેવક હતા.

શ્રી 'આઝાદે' જે ઉત્સાહથી અને જોસથી એ સમયે કાર્ય કર્યું હતું, તે અદ્‌ભુત હતું. તેઓ પાઠશાળાઓમાં ગયા, સેંકડો વિદ્યાર્થીઓને મળ્યા. શાળાઓમાં પણ ગયા અને વિદ્યાર્થીઓને અસહકારના આંદોલનમાં ભાગ લેવાને પ્રેર્યા.

એ સમયનું આંદોલન વિદ્યાર્થીઓને માટે એક નવી વસ્તુ હતી. વિદ્યાર્થીઓ જ શું પરંતુ વૃદ્ધો અને નવજવાનો પણ તેમાં જોડાવાને અચકાતા હતા. બીજી બાજુ સરકારનો ત્રાસવાદ પણ

એટલે બધો પ્રસરી ગયો હતો કે, આ આંદોલનમાં કામ કરવાની સાધારણ માણસને હિંમત જ ચાલતી ન હતી. જેમની ઉપર પોલીસની કરડી નજર પડતી હતી, તે હેરાનપરેશાન બની જતો હતો. કેવળ તેને જ નહીં, પરંતુ તેનાં કુટુંબીઓને, સગાંવહાલાંઓને પણ પોલીસ હેરાન કરતી હતી. આમ છતાં ભારતની જનશક્તિ જાગી ઊઠી હતી અને આ અસહકાર–જંગમાં કેવળ નવયુવકોએ જ નહીં, પરંતુ નાના નાના બાળકોએ પણ ઉત્સાહથી ભાગ લીધો; ઘણા વિદ્યાર્થીઓએ શાળાકોલેજો છોડી દીધી આંદોલન અંગે શાળાકોલેજો છોડનારા વિદ્યાર્થીઓની સંખ્યા મોટી હતી, પરંતુ જેલમાં બહુ ઓછા ગયા બનારસમાંથી તો મહામુશ્કેલીએ અર્ધો ડઝન જેટલા વિદ્યાર્થીઓ ગિરફતાર થયા હતા. 'આઝાદ' એવા વિદ્યાર્થીઓમાંના એક હતા.

શ્રી ચંદ્રશેખર 'આઝાદ'ને ગિરફતાર કરીને અદાલતમાં લાવવામાં આવ્યા અને ન્યાયાધીશે પૂછ્યું: 'તારું નામ શું છે?'

શ્રી ચંદ્રશેખરે આઝાદીની ધૂનમાં જવાબ આપ્યો, 'મારું નામ 'આઝાદ' છે. પિતાનું નામ 'સ્વાતંત્ર્ય' અને નિવાસસ્થાન 'જેલખાનું' છે.'

એ વખતે ન્યાયાધીશ એક બાળકના મુખમાંથી નીકળતા આવા શબ્દો ક્યાંથી સહી શકે? એમણે 'આઝાદ'ને ૧૫ સોટીઓ લગાવવાનો હુકમ કર્યો આઝાદ ઉપર તડાતડ સોટીઓના ફટકા પડવા લાગ્યા ફટકે ફટકે આઝાદના મુખમાંથી 'વંદેમાતરમ્' અને 'મહાત્મા ગાંધીજીકી જય'ના ઘોષ નીકળી રહ્યા હતા પરંતુ અંતે આ બાળક મૂર્છિત બનીને નીચે ઢળી પડ્યો. તેના મુખમાંથી લોહી વહી રહ્યું હતું. શરીર સૂજી ગયું હતું અને તેમાંથી લોહીની ટશરો ફૂટી નીકળી હતી. આમ છતાં પણ

તેઓ શુદ્ધિમાં આવ્યા પછી તુરત જ ઊઠયા અને ઘરે ચાલી નીકળ્યા. એ સમયે તેઓ જ્ઞાનવાપીમાં રહેતા હતા

'આઝાદ'ને થયેલી ફટકાની સજાની વાત શહેરમાં પ્રસરતાં ખળભળાટ થઈ ગયો. અનેક લોકો તેમના જખ્મો જોવાને આવી ગયા હતા. છતાં એમના ચહેરા ઉપર જરા સરખી પણ દુ ખ કે શોકની છાયા ન હતી એ ફટકાઓના ઘા એમના શરીર ઉપર નહીં, પરંતુ આત્મા ઉપર લાગ્યા હતા. તેઓ એ વખતથી વિદ્રોહી બની ગયા લોકોનું કહેવુ છે કે, એ ફટકાઓના ડાઘ શ્રી આઝાદના અ ત સમય સુધી સાફ સાફ દેખાતા હતા એ સમયથી લોકો તેમને શ્રી ચદ્રશેખર 'આઝાદ'ના નામે ઓળખવા લાગ્યા હતા

એ દિવસોમાં બનારસમાં શ્રી 'આઝાદ'ના નામની બોલબાલા હતી કેટલાક લોકોએ આ વીર બાળકનું સ્વાગત કરવા ધાર્યું બનારસમાં ધૂમધામથી સભા મળી. તેમના આ સ્વાગતમાં લોકોએ ઉત્સાહથી ભાગ લીધો વીર બાળકની સ્વાતંત્ર્ય-લગની, કુરબાનીની ભાવના અને દેશપ્રેમની પ્રશંસા કરતાં ભાષણો બાદ 'આઝાદ'ને ખડા કરવામાં આવ્યા 'આઝાદ' એટલા નાના હતા કે લોકો ઠીક ઠીક રીતે તેમને જોઈ ન શક્યા, એટલે તેઓ સભામ ચ પર હલ્લો લઈ ગયા પરિણામે 'આઝાદ'ને મેજ ઉપર ઊભા રાખવામાં આવ્યા. લોકોએ જોરથી 'ગાંધીજીકી જય' બોલીને 'આઝાદ'ને વધાવી લીધા

સને ૧૯૨૧નું અસહકાર-આંદોલન શાંત પડયું હતું આ ચળવળની અસફળતાને કારણે ક્રાન્તિકારી ચળવળ ફરી વાર જોશ પકડવા લાગી સ યુક્ત પ્રાંતમાં ક્રાન્તિકારી આંદોલને અડ્ડો જમાવી દીધો. ૧૯૨૩ થી જોરશોરથી કામ થવા લાગ્યુ. રાસબિહારી

યોજના સમયથી સ્વાતંત્ર્ય ચળવળોમાં બનારસે પોતાનું વૈશિષ્ટ્ય પ્રાપ્ત કરી લીધું હતું. 'આઝાદ'માં પણ હિંસાત્મક ક્રાન્તિનો ભાવ ઉત્પન્ન થયો હતો. શ્રી રાજેન્દ્ર લાહિડી અને શ્રી શચીન્દ્ર-નાથ બક્ષી સાથે એમને મૈત્રી બંધાઈ. પ્રત્યેક કાર્યમાં આ ત્રણેનો સહકાર રહેતો હતો.

'આઝાદે' કાશી વિદ્યાપીઠમાં પોતાનું નામ નોંધાવ્યું. પરંતુ અભ્યાસમાં તેમનું ચિત્ત ચોંટયું નહીં. ક્રાન્તિકારીઓ સાથે હળવામળવાનું અને ક્રાન્તિકારી ભાવનાવાળા જવાનોનું સંગઠન સાધવાનું કાર્ય તેઓ કરતા જ રહ્યા. એ ગૌરવની વાત છે કે, એમના પ્રયાસોને કારણે .બિહારના શ્રી જોગેન્દ્ર શુક્લ અને બનારસના સ્વામી ગોવિંદ પ્રકાશ (રામકૃષ્ણ ખત્રી) ક્રાન્તિકારી દળમાં જોડાયા હતા.

હવે 'આઝાદ' ક્રાન્તિકારી પ્રચાર માટે બહાર પણ જવા લાગ્યા. સને ૧૯૨૪ સુધીમાં ક્રાન્તિકારીઓનાં ગુપ્ત મંડળો ફરી વાર સ્થપાઈ ચૂકયાં. બંગાળ, યુક્તપ્રાંત અને પંજાબમાં જોકે ભિન્ન ભિન્ન દળો હતાં, તેમ છતાં તેમનામાં પ્રાંતીયતા ન હતી. શચીન્દ્ર-નાથ સન્યાલ, યોગેશચંદ્ર ચેટરજી, રામપ્રસાદ 'બિસ્મિલ,' ભગત-સિંહ આદિ ક્રાન્તિકારીઓએ ઉત્તર ભારતમાં જોરથી સંગઠન કર્યું અને જુદા-જુદા વિપ્લવવાદી દળોને સાથે જોડીને એક બળવાન દળ ઊભું કર્યું. તેનું નામ 'હિન્દુસ્થાન રીપબ્લીક એસોસિએશન' રખાયું. આ દળમાં ભગતસિંહ, 'આઝાદ' અને બીજા ઘણા ક્રાન્તિકારીઓ શામિલ થયા. જોરશોરથી કામ શરૂ થયું. સૌથી પહેલાં અંગ્રેજી ભીંતપત્રો લગાવવાનું શરૂ થયું. આ ભીંતપત્રો રંગૂનથી પેશાવર સુધી ગુપ્ત રીતે સર્વત્ર લાગી ચૂકયાં. જનતા આ ક્રાન્તિકારી સંસ્થાથી માહિતગાર બની. અખબારોમાં પણ

શક્યુ નહીં આ ધડાકામાં એક આગેવાન વ્યક્તિ શ્રી ભગવતી ચરણનો જાન ગયો હતો

પંજાબ સરકારે 'આઝાદ'ને પકડી લાવનારને રૂ ૨૦૦૦ નું ઈનામ આપવાનુ જાહેર કર્યું હતુ અને એમના છાપેલા ફોટાઓ મોટાં મોટાં સર્વ સ્ટેશનોએ લગાડી દેવામાં આવ્યા હતા એમ છતાં સરકાર તેમને અંતિમ ક્ષણ સુધી પકડી શકી ન હતી. બીજી બાજુ ક્રાન્તિકારી દળ અસ્તવ્યસ્ત બની રહ્યુ હતુ ચારેકોર આફત અને આફત જ હતી આઝાદના પુરાણા સૌ સાથીઓ ફાંસી પામી ચૂક્યા હતા. અને જેઓ ફાંસીથી બચ્યા હતા, તેઓ સૌ જેલોમાં અનેક વિપત્તિઓ સહી રહ્યા હતા પોતાના મિત્રો અને સાથીઓની આ દશા જોઈને આઝાદને બહુ દુઃખ થવા લાગ્યુ આ સૌ ગિરફતારીઓ, ફાંસીઓ આદિથી 'આઝાદ' લગભગ એકલા પડી ગયા બીજુ, ક્રાન્તિકારી દળમાં હવે એવા લોકો શામિલ થયા હતા, જેઓ પોતાનુ નેતૃત્વ જમાવવા ચાહતા હતા આ નવા લોકો શ્રી આઝાદનુ નેતૃત્વ સ્વીકારવાને તૈયાર ન હતા આવી સ્થિતિમાં 'આઝાદે' ક્રાન્તિકારી દળથી પોતાનો સંબંધ તોડી નાખવાનુ જ ઉચિત માન્યુ પરંતુ એમ કરવા છતાં કઠિન સમસ્યાનો કોઈ ઉકેલ ન હતો ગિરફતારી અને ફાંસીનો સવાલ તો ઝઝૂમતો જ હતો હવે શ્રી આઝાદે રાષ્ટ્રનેતાઓ સમક્ષ પોતાની સ્થિતિ રજૂ કરી દીધી. પરંતુ આઝાદ જેવી વિષમ પરિસ્થિતિમાં પડેના માનવીએ શુ કરવુ જોઈએ એ તેઓ બતાવી શક્યા નહીં આખરે આઝાદે પોતાની મેળે જ આ પ્રશ્ન ઉકેલવાનો નિર્ણય કર્યો. તેમણે હિન્દ છોડીને રશિયા ચાલ્યા જવાનો વિચાર કર્યો ક્રાન્તિકારી દળને વિશેષ સંગઠિત કરવા માટે અલ્હાબાદમાં ક્રાન્તિકારીઓની એક ખાનગી સભા મળી હતી, અને આ સભામાં શ્રી આઝાદ આ વાત જાહેર કરવાના હતા

સને ૧૯૩૧ના ફેબ્રુઆરીની તા. ૨૩મીની આ વાત છે. શ્રી 'આઝાદ' એક સાથીની સાથે અલ્હાબાદના આલ્ફ્રેડ પાર્ક (કંપની બાગ)માં બેઠા હતા સવારનો સમય હતો. તેઓ કોઈકના આવવાની રાહ જોઈ રહ્યા હતા. એકાએક એક મોટર બાગમાં આવી અને આઝાદ અને તેમનો સાથી જ્યાં બેઠા હતા, ત્યાં આગળ ઊભી રહી આ મોટરમાંથી પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ મિ. નોટ બાવર નીકળ્યા અને તેમણે પિસ્તોલ કાઢીને આઝાદ અને તેમના સાથી સામે તાકી અને કહ્યું: 'હાથ ઊંચા કરો.' આઝાદ આવા સમય માટે પહેલેથી જ હમેશાં તૈયાર રહેતા હતા. તેમણે તુરત જ વીજળિક ગતિએ પોતાની ભરેલી પિસ્તોલ કાઢી અને ગોળી ચલાવી નોટ બાવરે પણ સામી ગોળી છોડી. આઝાદની જાંઘમાં એક ગોળી લાગી, સાથોસાથ નોટ બાવરના હાથમાં આઝાદે છોડેલી ગોળી લાગી. નોટ બાવરના હાથમાંથી પિસ્તોલ છૂટી ગઈ. પરંતુ તુરત જ તેમણે એક ઝાડની આડનો આશરો લીધો. આઝાદની પિસ્તોલમાંથી ગોળાઓ છૂટી રહી હતી. પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ ઝાડની ઓથમાં ન ભરાઈ ગયા હોત, તો તેમનું જીવન ખતમ થઈ ચૂક્યું હોત. આ બાજુ આઝાદની જાંઘનું હાડકું તૂટી ગયું હતું. તેઓ ઊભા થઈ શકતા ન હતા. તેમનો સાથી નાસી છૂટ્યો. કહેવાય છે કે, ખુદ આઝાદે જ તેમને નાસી જવાની આજ્ઞા આપી હતી. એટલામાં પાસેની ઝાડીમાંથી પોલીસ ઈન્સ્પેક્ટર ઠાકુર વિશ્વેશ્વરસિંહે આઝાદ ઉપર ગોળી ચલાવી. આઝાદે પળેપળે ગોળીનો જવાબ ગોળીથી આપવા માંડ્યો. આઝાદની એક ગોળીએ ઠાકુરનું જડબું વીંધી નાખ્યું. પોલીસ ઈન્સ્પેક્ટરની ગોળીઓ આવતી જ રહી અને તેમણે આઝાદનું શરીર વીંધી નાખ્યું. આઝાદ શહીદ બની ગયા. કહેવાય છે કે, આઝાદ મરણ પામ્યા હતા, તે છતાં પોલીસો

-આ સમાચાર છપાવા અને આ સંસ્થાનું માન અનેક ગણું વધી ગયું. બનારસમાં આ સંસ્થાની પત્રિકાઓ અને ભીંતપત્રો વહેંચવા લગાવવાનું કાર્ય 'આઝાદે' સફળતાપૂર્વક બજાવ્યું હતું.

સને ૧૯૨૫ના ઓગસ્ટની તા. ૯મીએ કાકોરી આગળ રેલ્વે-ગાડી રોકીને રેલ્વે ખજાનો લૂંટી લેવામાં આવ્યો. આ કાર્યમાં શામેલ થનારાઓમાં શ્રી ચંદ્રશેખર 'આઝાદ' પણ હતા. કાકોરી ષડ્યંત્ર કેસમાં શ્રી 'આઝાદ'નું નામ એક મુખ્ય ષડ્યંત્રકારીના રૂપમાં રજૂ થયું હતું. પરંતુ તેઓ ક્યારનું અદ્રશ્ય બની ગયા હતા. આખું બનારસ શહેર ઢૂંઢી લેવાયું. પરંતુ 'આઝાદ'નો પત્તો મળે ત્યારે ને? યુક્તપ્રાંતની સરકારે તેમને ગિરફ્તાર કરવા માટે રૂ. ૨૦૦૦ નું ઇનામ જાહેર કર્યું. પરંતુ 'આઝાદ' પકડાઈ શક્યા નહીં. એમણે પ્રતિજ્ઞા લીધી હતી કે, 'હું જીવતાં સરકારના હાથમાં નહીં પકડાઉં.' આ પ્રતિજ્ઞા એમણે પૂરી કરી બતાવી.

બનારસથી નાસીને તેઓ ઝાંસી તરફ ચાલ્યા ગયા. ત્યાં ઘણા દિવસો સુધી તેઓ જંગલમાં છુપાઈ રહ્યા. પણ આ જંગલનો પોલીસે પત્તો મેળવી લીધો. એટલે શ્રી 'આઝાદ' ઝાંસી શહેરમાં છૂપી રીતે રહેવા લાગ્યા. અત્રે ઘણા ક્રાન્તિકારીઓ સાથે તેમને મુલાકાત થઈ. વિપ્લવવાદીઓના આ ઝાંસી કેન્દ્રના શ્રી રાજગુરુને લાહોર ષડ્યંત્રમાં ફાંસીની સજા થઈ.

આ કેન્દ્રનું સંગઠન કાશીના શ્રી શચીન્દ્ર બક્ષીએ કર્યું હતું. 'આઝાદે' આ વખતે ઝાંસી જઈને ત્યાં જ પોતાનો અડ્ડો જમાવ્યો. તેઓ ઘણા દિવસો સુધી ઝાંસીમાં રહ્યા, અને ક્રાન્તિકાર્ય કર્યા કર્યું. દરમિયાનમાં તેઓ બે કામ શીખી ગયાઃ એક તો મોટર ચલાવવાનું અને બીજું ગોળી ચલાવવાનું. આ બંને વિદ્યા તેમના જીવનમાં પાછળથી બહુ જ ઉપયોગી થઈ પડી હતી.

કાકોરી કેસમાં જે લોકો પકડાઈ ગયા હતા, તેમની ઉપર મુકદ્દમો ચાલ્યો. એમાં ત્રણને ફાંસીની સજા કરવામાં આવી અને બાકીનાને કાળાપાણીની અને લાંબી લાંબી સખ્ત કેદની સજા કરવામાં આવી. હવે ક્રાન્તિકારી દળ છિન્નભિન્ન બની ગયું. શ્રી આઝાદે ફરી વાર આ દળને સંગઠિત કરવા માંડ્યું. તેમને ભગતસિંહ મળી ગયા. બંને જણાએ સાથે મળીને જે કાર્ય કર્યું, તે ક્રાન્તિકારી આંદોલનના ઇતિહાસમાં સદાને માટે અંકિત થયેલું રહેશે.

૧૯૨૮ના ડિસેંબરની તા. ૧૭મીએ સૉન્ડર્સની હત્યા થઈ. એમ કહેવાય છે કે, એવો નિર્ણય થયો હતો કે ભગતસિંહ અને રાજગુરુએ સૉન્ડર્સને મારી નાખવો અને શ્રી આઝાદે આસપાસ દેખરેખ રાખવી. સૉન્ડર્સનું ખૂન કર્યા બાદ તેઓ ડી. એ. વી. કૉલેજના બોર્ડિંગ હાઉસ તરફ જઈ રહ્યા હતા, ત્યારે એક પોલીસ ચાનનસિંહે તેમનો પીછો લીધો. આઝાદે તેને પાછા ચાલ્યા જવાની ચેતવણી આપી, પરંતુ તે નહીં માનતાં આઝાદે તેને ઠાર કર્યો આ બનાવ પછી પંજાબમાં પણ 'આઝાદ'ની શોધખોળ થવા લાગી. પણ 'આઝાદ' સાધુના વેશમાં લાહોરથી છૂ થઈ ગયા.

એ જ માસમાં વાઈસરૉયની ટ્રેન ઉથલાવી નાખવાનો પ્રયાસ થયો. ક્રાન્તિના ઇતિહાસમાં પહેલી જ વાર બિનતારી બૉમ્બ વડે કામ લેવામાં આવ્યું. આ સૌ યોજનાઓમાં 'આઝાદ,' યશપાલ અને એક ગુપ્ત ક્રાન્તિકારીનો હાથ હતો, એમ કહેવામાં આવે છે.

કહેવાય છે કે, લાહોરના બીજા કાવતરામાં શ્રી આઝાદે ભગતસિંહ અને બટુકેશ્વર દત્તને છોડાવવાનું કાવતરું યોજ્યું હતું. પરંતુ ભાવલપુરના એક મકાનમાં ધડાકો થતાં આ ષડ્યંત્ર સફળ થઈ

તેમની પાસે આવતાં ગભરાતા હતા. મૃત્યુ પછી પણ પોલીસોએ કેવળ ભય અને શંકાના માર્યા કેટલી યે વાર બાર કર્યા. આઝાદ મરણ પામ્યા છે એવી પૂરી ખાતરી થયા પછી જ પોલીસ બહાદુરો તેમની પાસે આવી શક્યા હતા

આ રીતે 'આઝાદ'ના જીવનનો અંત આવ્યો આઝાદે આખર લગી સરકારના હાથમાં જીવતાં નહીં પકડાવાની પ્રતિજ્ઞા પાળી સામ્રાજ્યશાહીએ પોતાની બધી શક્તિ કામે લગાડી, તેમ છતાં તે શ્રી ચંદ્રશેખર આઝાદને જીવતા પકડી ન શકી શ્રી આઝાદ ભારતની સ્વતંત્રતાના પૂજારી હતા સ્વતંત્રતાની સાક્ષાત મૂર્તિ સમા હતા, અને આજીવન સ્વતંત્ર રહીને તેમણે પોતાનું 'આઝાદ' નામ સાર્થક કરી દીધું અફસોસ એટલો જ કે તેમની સ્વતંત્ર ભારત જોવાની ઉત્કટ ઇચ્છા પરિપૂર્ણ ન થઈ શકી

## યૂ. પૂંગી વિજાયા

દેશભક્ત શ્રી પૂગી વિજાયા એક બૌદ્ધ ધર્મનિષ્ટ સાધુ હતા દન્યવાડી પોલીસ દ્વારા રાજદ્રોહના આરોપ સર પકડીને તેમને જેલખાનામા પૂરી દેવામા આવ્યા અને જનતામાં સરકાર વિરુદ્ધ ઘૃણા અને અસંતોષ પેદા કરવાના અપરાધ સર તેમને ૭ વર્ષની કાળાપાણીની સજા આપવામાં આવી

વીર વિજાયાએ દેશને માટે પોતાનું બલિદાન આપી દીધુ. તેઓ જેલમાં હતા ત્યારે જેલના જુલમથી ત્રાસીને અનિચ્છાએ અનશન કરવુ પડ્યું. એમણે પહેલાં સરકાર પાસે માગણી રજૂ કરી હતી કે, ‘ ઓછામાં ઓછુ અમારા ધાર્મિક તહેવારો પ્રસંગે કેદીઓને થોડીક આવશ્યક સગવડો મળવી જોઈએ ’ તેમને સારુ ભોજન અને વસ્ત્રો મળે એ અગે પણ તેમણે માગણી રજૂ કરી હતી તેમણે સરકારને પોતાની જરીપુરાણી નીતિમાં પરિવર્તન કરવાનો અનેક વેળાએ અનુરોધ કર્યો હતો, પરંતુ સરકાર ઉપર તેની કોઈ અસર પડી નહીં

વીર વિજાયાએ નિશ્ચય કર્યો કે, સરકાર જો તેમની ઓછામાં ઓછી માગણીઓ ન સતોષે તો ઉપવાસ કરીને જીવનનો અંત લાવવો. તેમણે સરકાર સમક્ષ બે મુખ્ય માગણીઓ ભારપૂર્વક રજૂ કરી પહેલી તો એ હતી કે, પૂગી બંદીઓને તેમના ધાર્મિક

તહેવારો અનુસાર જેલોમાં પીળાં કપડાં પહેરવા માટે મળવાં જોઈએ. બીજી, ધાર્મિક સિદ્ધાંતાનુસાર તેમને મહિનામાં ઓછામાં ઓછા બે દિવસ ઉપવાસ કરવાનો અધિકાર મળવો જોઈએ. આ માગણીઓ કેટલી સાદીસીધી હતી તેમ છતાં સરકાર પોતાની ઉદારતા દાખવી શકી નહીં. એથી ઊલટું આ માગણીઓ સ્વીકારવાનો તેણે સાફ ઈનકાર કરી દીધો.

હવે વીર વિજયાએ પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહીને ઉપવાસ શરૂ કરી દીધા. સાડાપાંચ મહિના સુધી આ ઉપવાસ એકધારા ચાલુ રહ્યા. આખરે ૧૬૪ દિવસના ઉપવાસ પૂરા કરીને તેમણે ૧૯૨૯ના સપ્ટેંબરની તા. ૧૯મીએ રંગૂનની સેન્ટ્રલ જેલમાં પોતાનું નશ્વર શરીર ત્યાગી દીધું.

પૂંગી વિજયાના મૃત્યુના ખબર તેમનાં સંબંધીઓને પણ આપવામાં ન આવ્યાં. પણ આખરે સારાય રંગૂન શહેરમાં એ ખબર પ્રસરી વળ્યા અને ખળભળાટ મચી ગયો. વીર વિજયાના સંબંધીઓએ તેમનો મૃતદેહ મેળવવા બહુ પ્રયાસ કરી જોયો, પરંતુ સરકારે પહેલાં તો રજા ન આપી. આખરે ભારે ખટપટ બાદ મૃતદેહ મેળવવામાં આવ્યો. બ્રહ્મદેશનાં સર્વે વર્તમાનપત્રોમાં સરકારની આ નીતિ સામે કડક પ્રહારો થયા અને વીર વિજયાના મૃત્યુ માટે અનહદ શોક પ્રદર્શિત કરવામાં આવ્યો.

વિજયા ભારતમાતાના બાળ હતા. તેઓ બૌદ્ધ સમાજની પ્રથમ વ્યક્તિ હતા. તેમણે ટેક અને દેશભક્તિ ખાતર પોતાના પ્રાણનું બલિદાન આપ્યું હતું.

## ઉધમસિંહ

ભારતના ઇતિહાસમાં જલિયાનવાલા બાગનો હત્યાકાંડ પ્રસિદ્ધ છે જનરલ ડાયરે જે નિર્દયતાથી નિ શસ્ત્ર અને નિર્દોષ લોકો ઉપર ગોળીઓ ચલાવીને જે ભયકર હત્યાકાંડ રચ્યુ હતું, એથી સમગ્ર પજાબ પ્રાંત જ નહીં, પરતુ સમસ્ત ભારત દેશ થરથરી ઊઠયો હતો ડાયરના આવા જગલી અને અમાનુષી કાર્યની સર્વત્ર ઘોર નિંદા થઈ પરતુ સરકારે આ હત્યાકાંડ માટે તેને યત્કિંચિત ઠપકો ન આપ્યો

શ્રી ઉદ્યમસિંહ આ ડાયરની હત્યા કરનારા તરીકે જગત સમક્ષ જાહેર થયા હતા એમના જીવન અગે બહુ માહિતી ઉપલબ્ધ નથી, પરતુ જે કાંઈ સામગ્રી પ્રાપ્ત થઈ છે, તે અત્રે રજૂ કરવામાં આવે છે

અમૃતસરની નજીકમાં શ્રી ઉદ્યમસિંહના પિતા રહેતા હતા ઉદ્યમસિંહ બાળક હતા, ત્યારે જ તેમની માતાનું અવસાન થયું હતું એમના પિતા સુશિક્ષિત અને રાષ્ટ્રીય વિચારના હતા પજાબકેસરી લાલા લજપતરાયના વિચારોનો ઊંડો પ્રભાવ એમની ઉપર પડ્યો હતો જલિયાનવાલા બાગની સભામાં ઉદ્યમસિંહના પિતા ગયા હતા એ સમયે ઉદ્યમસિંહની ઉંમર ૯ કે ૧૦ વર્ષની હતી, અને ચોથા કે પાંચમા ધોરણમાં અભ્યાસ કરી રહ્યા હતા.

## શ્રી શચીન્દ્રનાથ સન્યાલ

લૉર્ડ કર્ઝનના બંગભંગથી સમસ્ત બંગાળ ખળભળી ઊઠયું હતું. સર્વે બંગાળીઓએ એકી અવાજે લૉર્ડ કર્ઝનના આ નિર્ણય સામે પ્રખર વિરોધ દર્શાવ્યો પરંતુ ગુલામ અને અસહાય લોકોનું કોણ સાંભળે ! બંગભંગથી બંગાળનો બાળક સુદ્ધાં ક્ષુબ્ધ બની ચૂક્યો હતો, બંગાળના યુવાનો મરણિયા બન્યા હતા આ સૌ બનવા છતાં બ્રિટિશ સામ્રાજ્યશાહી પોતાના નિશ્ચયથી જરા સરખી પણ ન ડગી, અને સને ૧૯૧૧માં સમ્રાટ તરફથી દિલ્હીને હિન્દની રાજધાની જાહેર કરવામાં આવી અને કલકત્તાના એ વૈભવો ઉપર અમાસની કાળી રાત્રિ છવાઈ ગઈ આ આઘાતથી બંગાળના યુવકોના હૃદયમાં ધીરે ધીરે વિદ્રોહનો અગ્નિ સળગવા લાગ્યો. દિલ્હી બોમ્બ કેસ આ ધૂંધવાતા અગ્નિની સૂચનારૂપ જ માત્ર હતો. આ કેસમાં અનેક યુવકોને ગિરફતાર કરી લેવામાં આવ્યા આ કેસનો સારોય દોષ રાસબિહારી ઘોષ અને એક યુવકને શિરે ઢોળી દેવામાં આવ્યો. અમીરચંદ અને અવધબિહારી નામના બે યુવકોને ફાંસી આપી દઈને આ કોર્ટનું નાટક સમાપ્ત કરવામાં આવ્યું

રાસબિહારી સામે અનેક વૉરંટો નીકળ્યાં અને તેમને ગિરફતાર કરવા માટે હજારો રૂપિયાનાં ઇનામો પણ જાહેર કરવામાં આવ્યાં. પરંતુ તેઓ તો ક્યાંયે અદૃશ્ય બની ચૂક્યા

જલિયાનવાલા બાગના હત્યાકાંડમાં ઉધમસિંહના પિતાજી ડાયરની ગોળીઓના શિકાર બની ગયા. પિતાના મૃત્યુના સમાચાર સાંભળી ઉધમસિંહને ભારે આઘાત પહોંચ્યો. પિતાના અવસાન બાદ એમનાં નજીકનાં સગાંવહાલાંએ તેમને પાળી-પોષીને, ભણાવી-ગણાવીને મોટા કર્યાં. જલિયાનવાલા બાગમાં ડાયરના હાથે પિતાની થયેલી હત્યાની હકીકત તેમના હૃદય પર વજ્રલેપ સમાન બની રહી જ હતી. શિક્ષણકાળ દરમિયાન જ તેમનામાં પિતાનો બદલો લેવાની લાગણી જાગૃત થઈ ચૂકી હતી.

'એન્ટ્રન્સ' પરીક્ષા પાસ કરીને તેમણે વધુ અભ્યાસ લેવાનું બંધ કર્યું. કારણકે હવે અભ્યાસમાં તેમનું મન ખૂંચતું ન હતું. આ સમયે જનરલ ડાયર હિન્દમાં ન હતો. ઈંગ્લેંડ પહોંચી ગયો હતો. હવે ઉધમસિંહે પોતાનું કાર્ય પૂર્ણ કરવા માટે ઈંગ્લેંડ. જવાનો નિર્ણય કર્યો. તેઓ લંડન ગયા, પરંતુ કેવી રીતે ગયા એ સંબંધી કોઈ વિશેષ માહિતી મળી નથી.

એમનું નામ તો ત્યારે જ જગપ્રસિદ્ધ બન્યું કે જ્યારે સને ૧૯૪૨માં તેમણે ડાયરનું ખૂન કરીને પોતાની ઇચ્છા પૂર્ણ કરી. એ સમયે તેઓ પૂર્ણ યુવાવસ્થામાં હતા. ૨૦ વર્ષની વયે તેમણે પોતાના પિતાના ખૂનનો બદલો જનરલ ડાયરના ખૂન દ્વારા લીધો. ડાયર પાર્લામેન્ટમાંથી પાછો ફરી રહ્યો હતો. ત્યારે ઉધમસિંહે પોતાની રિવોલ્વરમાંથી ગોળીઓ છોડીને ડાયરને ખલાસ કરી નાખ્યો.

પોલીસે તેમને તુરત જ પકડી લીધા. ઈંગ્લેંડમાં લગભગ ૭ મહિના સુધી તેમની ઉપર મુકદ્દમો ચાલ્યો, અને આખરે તેમને ફાંસીની સજા આપવામાં આવી. આ રીતે એક વીરની જીવન-લીલા ખતમ થઈ.

હિન્દના વિપ્લવવાદીઓ આવા કોઈક અવસરની પ્રતીક્ષા કરી જ રહ્યા હતા. તેઓ વિચારી રહ્યા હતા કે, શિખો હિન્દ ખાતે પાછા ફર્યા બાદ તેમનામાં ક્રાન્તિની આગ ચેતાવી શકાશે અને લશ્કરમાં બળવાની ભાવના જગાવી શકાશે પરંતુ તેમની એ આશા ફળીભૂત ન થઈ તેમ છતાં તેમનામાં ક્રાન્તિકાર્ય સારા પ્રમાણમાં કરવામાં આવ્યુ હતું.

શ્રી શચીન્દ્રનાથ સન્યાલ આ ઉદ્દેશસહ પંજાબ આવ્યા હતા, અને સંગઠનકાર્ય શરૂ કર્યું. પરંતુ ૧૯૧૫માં કાશી ષડ્યંત્ર કેસમાં તેઓ ગિરફતાર થઈ ગયા, અને સને ૧૯૧૬માં તેમને જીવનભરની કાળાપાણીની અને તેમની તમામ માલમિલકત જપ્ત કરી નાખવાની સજા કરવામા આવી.

સને ૧૯૨૦માં ના સમ્રાટના ઢંઢેરા અનુસાર તેમને છોડવામાં આવ્યા એમણે 'બંદીજીવન' નામનું બે ભાગોનું બનેલું એક પુસ્તક લખ્યુ હતુ તેમા તેમણે ઉત્તર હિન્દની ક્રાન્તિનું સુંદર વર્ણન કર્યું હતુ એ સમયની ક્રાન્તિ કેમ નિષ્ફળ ગઈ, એનુ બ્યાન એમણે એ પુસ્તકમા કર્યું છે તેઓ સંગઠનના ભારે પક્ષપાતી હતા તેઓ એમ માનતા હતા કે, જે કામ કરવામાં આવે તે સફળ થવુ જ જોઇએ

તેમણે પોતાનુ સમગ્ર જીવન સંગઠન અને ક્રાન્તિ-સાહિત્ય સર્જવામાં ગાળ્યુ હતુ એને કારણે તેમને ખૂબ કષ્ટો વેઠવાં પડયાં હતાં ભારતના સ્વાતંત્ર્ય-સંગ્રામમાં આવા વીરોના ત્યાગ અને બલિદાનો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે ભારતની હાલની સ્વતંત્રતામાં શ્રી સન્યાલના આજીવન ભગીરથ પ્રયાસોએ પણ અવિચિત ફાળો આપ્યો છે.

હતા. દિલ્હી ષડ્યંત્ર કેસ શરૂ થયો, ત્યારે કેટલાક લોકો અને ખુદ સરકાર પણ માનતી હતી કે, રાસબિહારીજી કદાચ લાલા હરદયાલ એમ. એ. પાસે હશે. પરંતુ હરદયાલજી એ સમયે અમેરિકામાં હતા. રાસબિહારી એ વિકટ સમયમાં પણ સને ૧૯૧૫ સુધી હિન્દમાં જ ગુપ્ત રીતે રહ્યા હતા. એમનું કોઈ ચોક્કસ નિવાસસ્થાન ન હતું. છતાં કહેવાય છે કે, તેઓ કાશીમાં ઘણોખરો વખત રહ્યા હતા અને ક્રાન્તિકારીઓનું સંગઠન સાધી રહ્યા હતા.

શ્રી શચીન્દ્રનાથ સન્યાલ પણ એ સમયે કાશીમાં રહેતા હતા. એ સમયે એમની ઉંમર ૧૯–૨૦ વર્ષની હશે. અચાનક રાસબિહારી સાથે તેમને મુલાગત થઈ અને ટૂંક સમયમાં જ તેઓ તેમના વિશ્વાસપાત્ર બની ચૂક્યા. આ નવયુવાનની કાર્યપદ્ધતિ અને ઉત્સાહ જોઈને રાસબિહારીજીએ તેમને કાશી અને બહારનું સંગઠનકાર્ય સુપરત કર્યું. આ કાર્ય તેમણે છૂપા રંગઢંગથી બહુ જ પ્રશંસનીય રીતે બજાવ્યું હતું.

દરમિયાનમાં એક ઘટના બની. 'કોમા ગાટા મારૂ' નામનું એક જહાજ હિન્દમાંથી કેટલાક શિખોને લઈને અમેરિકા ગયું. કેનેડામાં આ શિખોને જહાજ ઉપરથી ઊતરવા દેવામાં આવ્યા નહીં, આથી શિખો ખિજાયા. કેનેડા અને કેલીફોર્નિયામાં રહેતા શિખોને પણ અંગ્રેજોના આવા દુર્વ્યવહારથી બહુ જ દુઃખ થયું. શિખોની ટુકડીઓ અને ટુકડીઓ હિન્દમાં પાછી ફરવા લાગી. રસ્તામાં તેમણે ઠેર ઠેર વિદ્રોહની આગ ફેલાવવી શરૂ કરી દીધી. હિંદ સરકારને આ વાત માલૂમ પડી ગઈ હતી એટલે આ શિખો હિન્દમાં આવ્યા કે, તુરત જ તેમને ગિરફતાર કરી લેવામાં આવ્યા, અને લગભગ ૩૦૦ જેટલા શિખોને મુલતાન જેલમાં બંદીવાન કરી દેવામાં આવ્યા.

હિન્દના વિપ્લવવાદીઓ આવા કોઈક અવસરની પ્રતીક્ષા કરી જ રહ્યા હતા તેઓ વિચારી રહ્યા હતા કે, શિખો હિન્દ ખાતે પાછા ફર્યા બાદ તેમનામાં ક્રાન્તિની આગ ચેતાવી શકાશે અને લશ્કરમા બડની ભાવના જગાવી શકાશે પરંતુ તેમની એ આશા ફળીભૂત ન થઈ તેમ છતાં તેમનામાં ક્રાન્તિકાર્ય સારા પ્રમાણમાં કરવામાં આવ્યુ હતું.

શ્રી શચીન્દ્રનાથ સન્યાલ આ ઉદ્દેશસહ પંજાબ આવ્યા હતા, અને સગઠનકાર્ય શરૂ કર્યું પરંતુ ૧૯૧૫માં કાશી ષડ્યંત્ર કેસમાં તેઓ ગિરફતાર થઈ ગયા, અન સને ૧૯૧૬માં તેમને જીવનભરની કાળાપાણીની અને તેમની તમામ માલમિલકત જપ્ત કરી નાખવાની સજા કરવામા આવી.

સને ૧૯૨૦માં ના સમ્રાટના ઢંઢેરા અનુસાર તેમને છોડવામાં આવ્યા એમણે 'બદીજીવન' નામનુ બે ભાગોનું બનેલુ એક પુસ્તક લખ્યુ હતું તેમાં તેમણે ઉત્તર હિન્દની ક્રાન્તિનું સુંદર વર્ણન કર્યું હતુ એ સમયની ક્રાન્તિ કેમ નિષ્ફળ ગઈ, એનુ બયાન એમણે એ પુસ્તકમા કર્યુ છે તેઓ સગઠનના ભારે પક્ષપાતી હતા તેઓ એમ માનતા હતા કે, જે કામ કરવામાં આવે તે સફળ થવુ જ જોઈએ

તેમણે પોતાનુ સમગ્ર જીવન સગઠન અને ક્રાન્તિ–સાહિત્ય સર્જવામાં ગાળ્યુ હતુ એને કારણે તેમને ખૂબ કષ્ટો વેઠવાં પડ્યાં હતાં ભારતના સ્વાતંત્ર્ય–સગ્રામમાં આવા વીરોના ત્યાગ અને બલિદાને મહત્ત્વનો ભાગ ભજવ્યો છે ભારતની હાલની સ્વતંત્રતામાં શ્રી સન્યાલના આજીવન ભગીરથ પ્રયાસોએ પણ અકિંચિત ફાળો આપ્યો છે.

# શહીદ મણીન્દ્રનાથ બેનરજી

શહીદ મણીન્દ્રનાથ બેનરજીના પિતા સ્વ તારાચંદ બેનરજી કાશીના એક આગેવાન દાક્તર અને પ્રતિષ્ઠિત કોંગ્રેસ કાર્યકર હતા મણીન્દ્રના દાદા સ્વ હરપ્રસન્ન બેનરજી નિવૃત્ત ન્યાયાધીશ હતા મણીન્દ્રનાં માતા શ્રીમતી સુનયનીદેવી બંગાળ ના સરકારી વકીલ શ્રી રજનીકાંત બેનરજીની પૌત્રી થતાં હતાં. તેમ છતાં તેમણે સ્વદેશી નીતિને અપનાવી લીધી હતી અને તેમણે પોતાના ઘર ઉપર નોટીસ લગાવી દીધી હતી કે, ' જે માણસો સ્વદેશી વસ્તુઓ નથી વાપરતા, તેમને અંદર આવવાની મનાઈ છે આની બહુ ઊંડી અસર થઈ હતી એટલે સુધી કે ખુદ શ્રી રજનીકાંત બેનરજીએ પણ પૌત્રીની આજ્ઞા માનીને સરકારી વકીલાત ફાડી દીધી હતી અને સ્વદેશી માલ વાપરવા લાગ્યા હતા

શ્રીમતી સુનયનીદેવીને આઠ સંતાનો હતાં દરેકને તેમણે દેશભક્તિના પાઠ પઢાવ્યા હતા અને ૧૯૨૧માં જ્યારે ગાંધીજીએ અસહકાર–આંદોલન શરૂ કર્યું હતુ, ત્યારે તેમણે પોતાના સૌથી મોટા પુત્ર પ્રભાસકુમાર બેનરજીને તેમાં ઝંપલાવવાની આજ્ઞા આપી હતી અને ૧૯૩૨માં તેમણે પોતાના બીજા પુત્ર અમિય-કુમાર બેનરજીને સત્યાગ્રહ કરવાનું જણાવ્યું હતુ ૧૯૪૨માં તેમના ચારેય પુત્રો પકડાઈ ગયા હતા ભારતની આ વીર જનની-એ ક્રાન્તિકાર શહીદ શ્રી મણીન્દ્રનાથને જન્મ આપ્યો હતો

સને ૧૯૨૭માં કાકોરી ષડ્યંત્રના કેસમાં શ્રી રામપ્રસાદ બિસ્મિલ, શ્રી રાજેન્દ્રનાથ લાહિડી, શ્રી રોશનસિંહ અને શ્રી અશ્ફાકુલ્લાને ફાંસી આપવામાં આવી હતી તેઓ શ્રી રાજેન્દ્રનાથ લાહિડી કાશીના હતા. તેમની દેખરેખ નીચે શ્રી મણીન્દ્રનાથ બેનરજી ક્રાન્તિકારીના પાઠ શીખ્યા હતા. એટલે જ્યારે શ્રી રાજેન્દ્રનાથને ફાંસી આપવામા આવી, ત્યારે મણીન્દ્રને ભારે આઘાત લાગ્યો મણીન્દ્રે માન્યુ કે, આ રીતે સજા આપીને સરકારે હિન્દના નૌજવાનોને પડકાર ફેંક્યો છે મણીન્દ્રે આ પડકાર ઝીલી લીધો, અને પોતાના તમંચામાં કેવળ બે જ કારતૂસો લઇને તેમણે ૧૯૨૮ના જાન્યુઆરી મહિનામા કાશીની મારવાડી હોસ્પિતાલની સામે જ એ વખતના જિલ્લા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ જિતેન્દ્ર બેનરજી ઉપર હુમલો કર્યો શ્રી મણીન્દ્ર માનતા હતા કે, ફાંસીઓ માટે આ વ્યક્તિ જ જવાબદાર છે

તેમણે જિતેન્દ્રનાથ બેનરજી ઉપર ગોળી છોડી તો ખરી પરંતુ તે નજીકના એક ઝાડમાં ઘૂસી ગઈ બીજી ગોળી જિતેન્દ્રને વાગી ત્રણ દિવસ સુધી તો સૌને એમ જ લાગ્યુ કે જિતેન્દ્ર બેનરજી નહીં જીવે પરંતુ આખરે તે બચી ગયો, અને મણીન્દ્રને દસ વર્ષની કેદની સજા કરવામા આવી

જેનમાં મણીન્દ્ર ઉપર બહુ અત્યાચારો ગુજારવામાં આવ્યા તેમની ઉપર તેમના સાથીઓનાં નામ પોલીસને જણાવી દેવા માટે બહુ જ ત્રાસ ગુજારવામાં આવ્યો, છતા પોલીસ ફાવી શકી નહીં આખરે તેમને ફત્તેહગઢની સેન્ટ્રલ જેલમાં મોકલી દેવામાં આવ્યા, અને તેમના જીવનના શેષ દિવસો અત્રે જ વ્યતીત થયા આ જેલમાં તેમણે જેલના સત્તાવાળાઓના જુલમો અને આપખુદી સામે અનેક વેળા લડાઈ કરવી પડી હતી. ઘણી વાર તેમને

સખત માર મારવામાં આવ્યો હતો. પરિણામે તેમને બેડી પહેરાવવાની અને કાળી કોટડીમાં રાખવાની સજા પણ કરવામાં આવી હતી.

સને ૧૯૩૪માં તેઓ 'બ' વર્ગમાં હોવા છતાં પણ 'ક' વર્ગવાળાઓ સાથે આમરણાંત ઉપવાસ આદર્યા એમનું કહેવું હતું કે રાજકીય કેદીઓમાં કોઈ જાતના વર્ગ પાડવા જ નહીં જોઈએ. એમની તબિયત આમ તો બગડેલી જ હતી, અને આ અનશનને પરિણામે તેમનો દેહાંત થઈ ગયો.

એમની સાથે ઉપવાસ કરનારાઓમાં શ્રી મન્મથનાથ ગુપ્ત અને શ્રી યશપાલ પણ હતા. કહેવાય છે કે, મૃત્યુ પહેલાં તેમણે પોતાની વીર જનનીને મળવાની ઇચ્છા કરી હતી પરંતુ તેમના અવસાન બાદ જ તેમનાં માતુશ્રીને બોલાવવામાં આવ્યાં હતાં.

આ રીતે શ્રી મણીન્દ્રનાથ બેનરજીએ દેશને ખાતર પોતાના જીવનનું બલિદાન આપીને પોતાની શહાદત નોંધાવી.

/

## તરુણ શહીદ રાજનારાયણ મિશ્ર

**શ્રી** રાજનારાયણ મિશ્ર, ખુદીરામ બોઝ અને કન્હાઈલાલ, 'આઝાદ' અને ભગતસિંહની પગિપાગી ઉપર ચાલવા વાળા નવજુવાન હતા તેઓ દેશને ખાતર જીવ્યા અને દેશની માનમર્યાદાના રક્ષણને ખાતર તેમણે ફાસીની રસી ચૂમીને જીવનનો અત આણ્યો મરતાં પહેલા તેમનુ વજન ૭ પૌંડ વધી ગયુ હતું એ વાત જ બતાવી આપે છે કે, તેઓ મૃત્યુથી જરાય ડરતા ન હતા સમાજવાદી શાસનમાં તેમને અતૂટ વિશ્વાસ હતો દેશને ગુલામીમાંથી મુક્ત કરવાની અજબ તાલાવેલી, જવાનીનો નશો અને ફનાગીરીની તમન્ના એ રાજનારાયણ મિશ્રના વ્યક્તિત્વનાં મુખ્ય અગો હતાં

સવત ૧૯૭૬ ના વસતપચમીને દિવસે ગરીબ કનોજીઆ બ્રાહ્મણ પડિત બનદેવપ્રસાદ મિશ્રને ઘેર રાજનારાયણનો જન્મ થયો હતો એમનાં માતુશ્રીનુ નામ હતું શ્રીમતી તુલસીદેવી માતા બહાદુરી, નિર્ભયતા અને સ્નેહની પ્રતિમા શાં હતાં રાજનારાયણના મોટા ભાઈને ગામના કોઈક બદમાશે મારી નાખ્યા હતા સને ૧૯૨૧ ના અસહકારના આંદોલનમાં માતા પોતાની પુત્રીને લઈને જેલમાં ગયાં હતાં દેશભક્તિ, આત્માભિમાન અને વત્સલતાની પ્રતિમૂર્તિશાં માતાની કૂખે જન્મ લેનાર રાજનારાયણને પણ દેશભક્તિ અને ફનાગીરીના ગુણ વારસામાં જ મળ્યા હતા.

રાજનારાયણને ચાર વર્ષ સુધી તેમના ગામમાં જ શિક્ષણ આપવામાં આવ્યુ. સાત વર્ષની ઉંમરમાં જ તેમને પ્રાથમિક શાળામાં મોકલી દેવામાં આવ્યા હતા. તેમના ગામ ભીષમપુરમાં રહેતા એક આદમી પાસેથી રાજનારાયણે ક્રાન્તિકારી નવયુવકોની રોમાંચ ખડાં કરે એવી કથાઓ સાંભળી આ વ્યક્તિને છ માસની કેદની સજા પણ મળી ચૂકી હતી, અને તેની ઉપર એક બોમ્બ કેસ પણ ચાલ્યો હતો

૧૯૩૦ના સત્યાગ્રહ આંદોલન વખતે રાજનારાયણે વાનર-સેના ઊભી કરી હતી વિદેશી વસ્તુઓનો બહિષ્કાર, વિદેશી કાપડોની હોળી, રાષ્ટ્રીય સરઘસો કાઢવાં ઇત્યાદિ એમની વાનર-સેનાનાં કાર્યો હતાં તેઓ આ વાનરસેનાના નેતા હતા ૧૯૩૧ના માર્ચમાં સરદાર ભગતસિંહને ફાંસી આપવામાં આવી. એથી આશિયે દેશ સમસમી ઊઠયો, દેશના નવજવાનોએ પોતપોતાની શક્તિ અનુસાર અનેક પ્રતિજ્ઞાઓ લીધી આ સ્થિતિમાં રાજ-નારાયણ કેમ પાછળ રહે? એમણે શપથ લીધા કે, 'જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી બ્રિટિશ હકૂમતની એકેએક ઈંટ ખોદી નાખવાના પ્રયત્નો કરતો રહીશ. ભલે આવા પ્રયાસો કરતાં કરતાં ફાંસીને માંચડે ચડવુ પડે ફાંસીને પ્રેમથી અપનાવી લઈશ.'

રાજનારાયણને ચાર વર્ષ સુધી તેમના ગામમાં જ શિક્ષણ આપવામાં આવ્યું. સાત વર્ષની ઉંમરમાં જ તેમને પ્રાથમિક શાળામાં મોકલી દેવામાં આવ્યા હતા. તેમના ગામ ભીખમપુરમાં રહેતા એક આદમી પાસેથી રાજનારાયણે ક્રાન્તિકારી નવયુવકોની રોમાંચ ખડાં કરે એવી કથાઓ સાંભળી આ વ્યક્તિને છ માસની કેદની સજા પણ મળી ચૂકી હતી, અને તેની ઉપર એક બોમ્બ કેસ પણ ચાલ્યો હતો.

૧૯૩૦ના સત્યાગ્રહ આંદોલન વખતે રાજનારાયણે વાનર સેના ઊભી કરી હતી વિદેશી વસ્તુઓનો બહિષ્કાર વિદેશી કાપડોની હોળી રાષ્ટ્રીય સરઘસો કાઢવાં ઇત્યાદિ એમની વાનર-સેનાનાં કાર્યો હતાં તેઓ આ વાનરસેનાના નેતા હતા ૧૯૩૧ ના માર્ચમાં સરદાર ભગતસિંહને ફાંસી આપવામાં આવી. એથી સારોયે દેશ સમસમી ઊઠ્યો દેશના નવજવાનોએ પોતપોતાની શક્તિ અનુસાર અનેક પ્રતિજ્ઞાઓ લીધી આ સ્થિતિમાં રાજ-નારાયણ કેમ પાછળ રહે? એમણે શપથ લીધા કે, ' જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ છે, ત્યાં સુધી બ્રિટિશ હકૂમતની એકએક ઈંટ ખોદી નાખવાના પ્રયત્નો કરતો રહીશ અને આવા પ્રયાસો કરતાં કરતાં ફાંસીને માંચડે ચડવું પડે ફાંસીને પ્રેમથી અપનાવી -લઈશ '

બહાર પડે છે

# ખરડાયેલા પત્રો

લગ્નને પથે પડેલ નારીજીવનના સળગતા
પ્રશ્નો ચર્ચતા ૫૨ પત્રોનો સંગ્રહ

તથા

# સુશીલા

( સત્ય ઘટના )

એક નારીના જીવનને સ્પર્શતી
હૃદયદ્રાવક સત્યકથા

લખનાર
રમણીક વિ. મહેતા